# દિવ્ય કિશોરી.

(નૉવેલ.)



લેખક અને પ્રકાશક,

કવિ શંકરલાલ મગનલાલ વ્યાસ

મું૦ નાંદોલ,

(ઉત્તર-ગુજરાત.)

આવૃત્તિ પહેલી | પ્રત ૧૦૦૦



સને ૧૯૧૫ સંવત ૧૯૭૧

અમદાવાદ ધી મનહર પ્રીન્ટીંગ પ્રેસમાં

મોતીલાલ ગણપતરામે છાપી.

કિંમત રૂ. ૦-૪-૦

    

# અર્પણ પત્રિકા.

## પરમપૂજ્ય મહાશ્રી-ઇશ્વરલાલ-મોહનલાલ ઠાકર.

( આજોલ નિવાસી. ) મુ. અમદાવાદ.

આપ એક સાહિત્યપ્રેમી સજ્જન છો અને સેવક પ્રતિ બચપણથીજ સારો પ્રેમ ધરાવો છો—

આપે મ્હારા પ્રતિ કરેલા હજારો ઉપકારોનો બદલો કોઇ રીતે વાળી શકાય ત્હેવો તો છેજ નહિ, પરંતુ આપના પ્રતિ સદ્ભાવદર્શક જે ઉર્મીઓ આ અંતઃકરણમાં ઉદ્ભવે છે તેને શબ્દોદ્વારે વર્ણવી શકવાને તો અશક્યજ છું. છતાં એ ઉપકારોના બદલામાં બીજા કંઇ પણ હેતુ વિના મ્હારા આ લઘુ ગ્રંથ સાથે આપશ્રીનું મુબારક નામ તથા પૂજ્ય વૃદ્ધ દાદાશ્રીનું નામ જોડી હું કૃતાર્થ થાઉંછું.

### શાર્દુલ વિક્રીડીત છંદ.

ગોત્રે કશ્યપ વૃત્તિ શાન્ત વિનયી શાખા ભલી માધ્યની,
શર્મા "ઇશ્વરલાલ" યાદ ધરતાં ઉર્મી ચુકું વાધની;
વેદે નામ ધરી દ્વિતીય ગણના કીધો કદી ગર્વ ના,
યોજેલા ઉપકાર આજ સ્મરતાં ગ્રંથે કરૂં અર્પણા.

અમદાવાદ. } લી. આપનો આજ્ઞાંકિત સેવક,
વસંત પંચમી ૧૯૭૧ } શંકરલાલ.

---

# હૃદયોર્મિ.



ઉછરતા યુવાનોમાં ખરાબ સોબત અને ખરાબ વાંચનથી પ્રવેશેલા વિષયીક વિચારો તેમને “ વિર્યસ્ત્રાવ ” ના મહાન દરદના ભોગી કરે છે, અને આ'વા દરદીઓનાં હાડ-પીંજરો જ્યહાં ત્યહાં જોવામાં આવે છે; એ મ્હારા પ્રેમી પાઠકોની જાણ બહાર નથી ? આ દરદના કુદરતોપચાર સંબંધમાં “ ભાગ્યોદય ” અને “ વૈદિક–ધર્મ ” ૯૦ માસિકોમાં અગાઉ મ્હેં ટુંકાણમાં લેખો પ્રસિદ્ધ કર્યા છે; પણ ત્હેનું એકાદ સ્વતંત્ર પુસ્તક બહાર પાડવાની ઘણાની ઇચ્છાથી આજે નૉવેલના રૂપમાં બહાર પાડવામાં આવે છે.

જે દરદના ઇલાજ તરીકે આ પુસ્તક લખાણું છે તેજ તેનું નામ રાખવાનું હતું, પણ કેટલીક રીતે બીભત્સ અને યુવાનોને તાત્કાલિક પસંદ પડે તેવું ન હોવાથી જે'વી વૃત્તિવાળા યુવકોને સુધારવાના છે ત્હેવુંજ એટલે શૃંગારી નામ રાખવામાં આવ્યું છે. “ દિવ્ય કિશોરી ” એ “ ચન્દ્રપ્રભા ” નુંજ ઉપનામ છે એમ કહેવાને વાંધો નથી. કારણ કે પ્રકરણ બીજાની નાયીકા કિશોરાવસ્થામાંજ લુબ્ધ થયલી વર્ણવી છે.

પ્રકરણ બીજામાં શૃંગારી બાબતોને વિસ્તારથી વર્ણવી છે તે ગ્રંથની યોગ્યતામાં ઘટાડો નહિજ કરે એ દેખીતું છે. કારણ કે જે'વા વિચારોવાળા યુવકોને આ પુસ્તક વંચાવવું ઘટે ત્હેવા વિચારો શરૂઆતમાં હોય તોજ ત્હેમને વધારે પસંદ પડે !

દરદી એ શાન્તિપ્રસાદ છે, અને નૈસર્ગીક ડૉક્ટર વા શ્રેષ્ઠ સલાહકાર એ યોગીની કલ્પના માત્ર છે.

આવા ગ્રંથો એ લેખકને નિર્વાહનું સાધન છે, અને જે દરદને માટે દરદીઓ ભારે રકમ ખર્ચવા પણ તૈયાર થવા જાય છે તેને માટેજ ચાર આના જેવી નજીવો રકમ સારૂ કદી નિરૂત્સાહ નહિજ બતાવે અને ગ્રાહકો તથા વિદ્વાનો ત્હેવી ટીકામાંથી સેવકને મુક્ત કરશે એવી આશા રાખવામાં આવે છે.

ગરિબ ગ્રંથકારોને ઉત્તેજનના અભાવે કેટલીકવાર એવા પ્રસંગોમાં આવવું પડે છે કે સાહિત્યપ્રેમદ્વારા સ્વાર્થ સાથે પરમાર્થ સાધવામાં ઘણી મુશ્કેલીઓ વેઠવી પડે છે, અને તેને લીધે પરતંત્રતાની બેડીમાં જડાઇ કેટલાક ઉપયોગી વિચારોને જાહેરમાં મૂકી શકાતા નથી.

આટલું છતાં પણ ગ્રાહક મહાશયો અને સદ્ગ્રહસ્થો ધારે તો તેવી વિટંબનાઓમાંથી ગ્રંથકારોને મુક્ત કરી શકશેજ એવી આશાએ વાંચકોને ઉપયોગી થઇ પડે ત્હેવા વિષયો ઉપર ટુંકા ટુંકા નિબંધો પ્રસિદ્ધ કરી કષ્ટો સહન કરવાં પડતાં છતાં પણ ઉદ્ભવતા વિચારોને જાહેરમાં મૂકવા લેખક આશા રાખે છે.

નાંદોલ — લી. સેવક,

તા. ૧-૧-૧૯૧૫ — શંકરલાલ, મગનલાલ વ્યાસ.

# હૃદયની તો હૃદય જાણે ! ! !

—∞—

## ગઝલ.

મજા મોજો ઉડાવી કંઈ, કરી મસ્તી દિવાના થઈ;
ગણાયા તે વિચારી થઈ, હૃદયની તો હૃદય જાણે ! ટેક.
કદી ઘોડે કદી ગાડી, કદી લાડી અને વાડી;
કરેલી જે છુપી ચાડી, હૃદયની તો હૃદય જાણે ! ૨
બીજા તાબે કદી થઈને, કદી નાગા ભુંડા ગઈને;
જુવાનીમાં ફર્યા વ'હીને, હૃદયની તો હૃદય જાણે ! ૩
ફર્યા કો'દી સદા રાને, ખુશાલીમાં ઝુકયા ગાને;
મજા માટે વહ્યા જાને, હૃદયની તો હૃદય જાણે ! ૪
બિચારા થઈ મજા માણી, ગરિબીથી લીધી લાણી;
નથી પાયું કદી પાણી, હૃદયની તો હૃદય જાણે ! ૫
કીધી કો'દી મજા ભારી, કદી બેઠા ઘણા હારી;
ઝુટ્યા કો'દી વિના વારી, હૃદયની તો હૃદય જાણે ! ૬
સંબંધીઓ ગણે ગાંડો, કહેલું ના સુણે, પાડો !
વિચારીને ભલે ભાંડો ! હૃદયની તો હૃદય જાણે ! ૭
હશે નિંદક અમારા જે, રિઝાવે છે વિના સાજે;
અમીકુંપી પ્રભુ પાજે, હૃદયની તો હૃદય જાણે ! ૮
બીજાને ના કહી જાતી, નથી કે'તાં પુરી થાતી;
પ્રભુ થાજે હવે સાથી, હૃદયની તો હૃદય જાણે ! ૯
વદેલી જે "શશીકાન્તે," કથેલી જે હૃદય શાન્તે;
વિચારી લે વિના ભ્રાન્તે, હૃદયની તો હૃદય જાણે ! ૧૦

ગ્રંથ કર્તા.

# યુવાનોને.

—*—

## ગઝલ.

યુવાની જ્યોત છે ઝાંઝી, ભલે હો ! રંક કે કાઝી;
તથાપી માર પડવાનો, સમય છે શાખ ઘડવાનો. યુ૦
યુવાની એ ત'મારીને પ્રહો પાસે સમાર્શાને;
અજાણે ડાઘ અડવાનો, સમય છે શાખ ઘડવાનો. યુ૦
"પ્રિયાને પારકી દેખી, જુએ છે શીદને પેખી;"
"સમજરે ઘાવ જડવાનો, સમયછે શાખ ઘડવાનો" યુ૦
"અહા ! જે કિંમતી હીરો, ગુમાવો ગાંઠનો વીરો !"
"કહો કે ? એ શું કરવાનો? સમયછે શાખ ઘડવાનો', યુ૦
યુવાની જાય છે ચાલી, રહો છો હાથથી ખાલી;
વખત છે આજ રળવાનો, સમય છે શાખ ઘડવાનો. યુ૦
ભલાં જે દેશનાં કાર્યો, મચાવી જે રહ્યા આર્યો;
નહિ કાં સ્હાય કરવાનો, સમય છે શાખ ઘડવાનો. યુ૦
ત્હમારા દેશના હિન્દુ, ડુબે છે દુઃખના સિંધુ:
નહિ કાં હાથ ફરવાનો ? સમય છે શાખ ઘડવાનો. યુ૦
જનો વિદ્વદ્ ગણાવાને, અને સક્તે જણાવાને:
ફરીથી મંત્ર ભણવાનો, સમય છે શાખ ઘડવાનો. યુ૦

" शशिकान्त. "



No. 113

# દિવ્ય કિશોરી.

---

## નૉવેલ.

---

## પ્રકરણ ૧ લું.

---

### ભયાનક ગુફા.

વિહ્વળ યુવક અસંખ્ય કષ્ટમાંથી પસાર થઈ એક ભયાનક ભોંયરાના દ્વાર આગળ આવી પહોંચ્યો.

આ સ્વાશ્રયી પુરૂષે એક ક્ષણમાં જ વિચાર કીધો કે ભવિષ્યમાં પ્રાપ્ત થનાર સુખોનું સ્થાન રખેને આ ભોંયરૂં જ હોય !

આ વિચાર બળે તેને ભોંયરાભણી આકર્ષણ કર્યું. આશાનો આશક ઉતાવળે તેની અંદર પ્રવેશ્યો.

તેનું પ્રત્યેક ડગલું જેમ જેમ માર્ગ કાપતું ચાલ્યું તેમ તેમ યુવકને વિકટ માર્ગો દૃષ્ટિગોચર થવા લાગ્યા. હવે ભોંયરાએ ભયંકર ગુફાનું સ્વરૂપ પકડયું.

મહાન યોદ્ધાઓને પણ ભયભીત બનાવે એવી નિર્જન ગુફામાં બિચારા કુમળા હૃદયના યુવકનું શું ગજું કે હિંમત ધરી શકે ?

હૃદયને આશ્વાસન આપતો મુસાફર અવલોકન કરતો માર્ગવહન કરવા લાગ્યો.

ગુફાની બન્ને બાજુએ ગંજાવર ઝાડી વચ્ચે વિકાળ પહાડો દૃષ્યમાન થતા હતા. ઝાડીએ ભવ્ય સ્વરૂપ ધર્યું હતું

એટલું જ નહિ પણ વાઘ, વરૂ, સિંહ ને જંગલી વાનરો ઉપરાંત અન્ય હિંસક પ્રાણીઓને આશરો આપી ગુફાને વધારે ભયાનક બનાવતી હતી.

આ'વા બિહામણા સ્થાનની વચ્ચે પહાડનાં ઝીણાં ઝીણાં ઝરણાં વડે મ્હોટો થઇ મ્હોટાઇનો આડંબર કરતો એક નિર્મળ પાણીનો ઝરો વહ્યાં કરતો હતો. ના'ના ના'ના પત્થરો સાથે પાણીના અથડાવાથી થતો ખળખળાટ અને મંદમંદ પવન શિવાય યુવકને ખુશી થવા યોગ્ય આ સ્થળે કંઇજ ન હતું.

આ'વા રમણિય મિશ્ર ભયાનક સ્થાનમાં માણસની વસ્તી તો હોયજ શાની ? શું પ્રભુ ! હું અહીં એકલોજ ! એમને એમ વિચાર કરતાં યુવકે ઘણું ભ્રમણ કર્યું. આખા દિવસની પંદર માઇલ જેટલી મુસાફરી તે કોઇ દિવસ બહાર નહિ નિકળેલા યુવકને ઓછી ન હતી.

ક્ષુધા કડકડીને લાગી હતી પણ કરે શું ? નજીક દેખાતું વન તો કંઇ આહાર લાયક ફળો ઉત્પન્ન કરવાને સુજાએલું ન હતું. તે તો અજાણ્યા મુસાફરને આશાની નૌકામાં બેસાડી ભર દરિયે નિરાશાનાં મોજાંમાં ફેંકી દેવાને જ બસ હતું.

આશાના સમુદ્રમાં ગોથાં ખાતો મુસાફર રાત્રી સમીપ આવી પહોંચ્યો. દિવસે પણ જેમાં પોચા હૃદયનો મનુષ્ય પળવાર નહિ રહી શકે એ'વી ભયંકર ગુફામાં નિશા શી રીતે ગુજારાય ! અને ત્હેમાં પસાર થનારને કેવાં અસહ્ય વિકટો સ્હેવાં પડે ! એ વિચારવાનું મ્હારા પ્રિય પાઠકોને સોંપી હવે અન્ય દિશાએ વળવું ઉચીત ધાર્યું છે.

ભયંકર ગુફા અને હિંસક પ્રાણીઓની ભયભીત ગર્જનાઓ વચ્ચે પણ રાત્રી નિર્ગમન કર્યા શિવાય છુટકોજ

નથી એમ ધારી ઝરા તટે થોડીક જમીન સાફ કરી એક કપડું પાથર્યું ને તે પર શયન કરવાનો વિચાર કરી યુવક સુઈ ગયો.

વિચારોના વમળમાં ગોથાં ખાતા મનને તે કેમે કરી સ્વસ્થ કરી શક્યો નહિ. ભવિષ્યની આશાઓના વિચારમાં આજુ બાજુની સ્થિતિનું ભાન ભુલી ગયો, ને નીદ્રા દેવીએ પોતાના ખોળામાં લીધો.

થોડીક વાર નહિ થઇ હોય એટલામાં હેને સ્વપ્નાવસ્થા પ્રાપ્ત થઇ.

## " ઝેર ઉતારવાના તાત્કાલિક ઉપાયો."

એ એકજ પુસ્તકમાં લગભગ પોણાબસેં એવા દેશી અને ગામડામાં પણ મળી શકે હેવા ઇલાજો દર્શાવ્યા છે કે ગમે તે જાતના ઝેરી પ્રાણીના કરડવાથી કે અફીણ સોમલ ઇત્યાદી કોઇ પણ ઝેરી ચીજ ખાવામાં આવ્યાથી ચડેલું ઝેર તુરતજ ઉતારી શકાય છે. અને હેની કિંમત માત્ર ચાર આનાજ છે. પણ એક પરોપકારી સદ્‌ગૃહસ્થની મદદથી હાલ માત્ર "બે આના"ની પોરટની ટીકીટો નીચલે શીરનામે બીડી મોકલનારને તુર્ત મોકલી આપવામાં આવે છે.

વહેલો તેજ પહેલો ! હવે માત્ર થોડીજ નકલો શીલક [illegible] માટે જ્યા સુધી [illegible] નું [illegible] મોક-લવામાં આવશે. તાકીદે લખો:—

કવિ શંકરલાલ શર્મા.

**નાંદોલ.**

( ઉત્તર-ગુજરાત. )

# પ્રકરણ ૨ જું.



## સ્વપ્નાવસ્થા.

—o-o—

આ ભયંકર સ્થાનમાં સુતેલા યુવકને પ્રાપ્ત થયલી નીંદ્રાવસ્થાએ સ્વપ્ન દ્વારા ત્હેને એક મનોહર ને રમણિય નગરમાં લાવી મૂકયો. દૂરથી દેખાતા ભવ્ય ને રંગએરંગી બંગલાઓ, દેવમંદિરના શિખર પરના સૂવર્ણમય કળશો પર ઉષાકાળનો સૂર્ય કિરણો દ્વારા પ્રકટાવી રહેલો મનોહર પ્રકાશ અને આનંદમય લાલ લલનાઓનાં યુગલોનો પ્રવાહ એ બધુ જોતા જોતા તે એક વિશાળ સરોવરની તટે આવી ઉભો.

નિર્મળ જળાશયાશ્રીત ઋષિકુમારો પ્રાતઃસંધ્યાથી નિવૃત્ત થઇ ડાબા હાથમાં સ્ફટીકમણી તુલ્ય તેજોમય કમંડળ અને ખભાપર કૃષ્ણ મૃગચર્મથી શોભાયમાન સ્થિતિ સાથે જેનાપર બ્રહ્મચર્યનો ભાનુ પ્રકાશી રહ્યો છે ને ત્હેની શુભ નિશાની તરીકે દીર્ઘ શિખાઓ ફરફરી રહી છે, એ'વા પર્ણકુટી ભણી જતા જણાતા હતા.

મુક્તાહારી હંસો ઘણે દુર આહારની શોધમાં ફરતા ક્રીડા કરતા હતા. પ્રપંચી જનોનો ચિતાર આપનાને ઠગ બગો એક ચિત્તે હરિ સ્મરણ કરતા હતા. અને તદુપરાંત ભિન્ન ભિન્ન ખગો ઉવારે આનંદ કરતાં જણાતાં હતાં.

નજીકનો બાગ નોકરો સાફસુફ કરી પુષ્પલતાઓને યોગ્ય કૃતિએ વાળવા માટે કુમળી ડાળીઓને વ્યવસ્થિત કરતા જણાતા હતા, સર્વત્ર છંટકાવ થઇ બાગની રમ્યતામાં વધારો થયલો દશ્યમાન થતો હતો, સુગંધીક પુષ્પોની

મનોહર સુવાસ મંદમંદ વા'તો પવન ચોરી લઇ બાગાશ્રયી બાલ લલનાઓને રંજન કરવામાં પરોપકારાર્થે ઉપયોગ કરતો હતો. કુમળી કળીયો સૂર્ય પીતાને ભેટવા પ્હોળાં મોઢાં કરી હાસ્ય પ્રદર્શિત કરતી હતી. ચંદ્રનગરનો આ બાગ તે એક ધનાઢ્ય ગ્રહસ્થે લોકોપયોગી કાર્યોમાં વધારો કરનાર શ્રેષ્ઠ કૃત્ય કર્યું હતું; તેઓશ્રી તરફથીજ તેની વ્યવસ્થાનું ખર્ચ પણ કરવામાં આવતું હતું.

સરોવર તટે સુંદર વસ્ત્રા ભુષિત યૌવનાઓ શીરે તેજોમય પાત્રોમાં જળ ભરી જાણે ભાર વહનથી કટી લચકાતી

---

હોય તેમ ભ્રકુટી પરિવર્ત્તનને હાસ્ય વારિથીમાં ડુબાવી દઇ યૌવનમદનાં દર્શન કરાવતી હતી.

આ સ્થિતિ નિહાળનાર યુવકે પણ આજ જળાશયાશ્રયે સ્નાન સંધ્યા અને ષટકર્મથી નિવૃત થવાનો ઇરાદો કરી સરોવર તટે યોગ્ય સ્થળે જઇ મૂકામ કર્યો.

બ્રહ્મચર્યાશ્રયી પ્રફુલીત અને તેજોમય અંગને ઢાંકી દેઇ કૃપણતાનું કલંક લગાડતાં હોય તેવાં કૃષ્ણ વસ્ત્રો ને શ્વેત વસ્ત્રોને શિક્ષા કરતી પહેરતી હોય તેમ એક પછી એક ઉતારી મ્યુનીસીપાલીટીના ફાનસને સળગાવવા નિસરણી મૂકવા સારૂ ચોઢેલા લોઢાના દાંડાપર ભરાવવા લાગ્યો દિશા દાતણથી નિવૃત થઇ સ્નાનાર્થે સરોવર તટે આવી ઉભો.

પ્રતાપી ભાનુનાં તેજોમય કિરણો એક બીજાની સ્પર્ધામાં આગળ વધવાની હિલચાલમાં રોકાયલાં હોય તેમ નિર્મળ જળાશયમાં આમ તેમ કુદી રહ્યાં હતાં. આ કિરણો સાથે યુવકના ઉછળતા વિચારોની સરખામણી કરી શકાતી હતી. મત્સ્યોની ગમ્મત અને સૂર્ય કિરણોનો પ્રકાશ તેનો સંધી થતાં કંઇ અવનવો આનંદ અનુભવાતો હતો; પ્રભાતના રંજનીય પવન વડે ઉત્પન્ન થતી પાણીની ક્ષણીક લહેરો ત્યાંજ ઉત્પન્ન થઇ ત્યાંજ જીંદગી પુરી કરી સંસાર પ્રવાહ ચલાવતી સંસારી [illegible] માનનારને ઉત્તમ બોધ આપતી નજરે આવતી હતી

આજે યાત્રાનો દિવસ હતો. સરોવરના થોડેકજ છેટે આવેલા ચારેશ્વર મહાદેવના મ્હોટો મેળો ભરાવાની તૈયારીઓ થઇ રહી હતી. સરોવર તટે વેપારીઓ પોતાની દુકાનનું સ્થળ નક્કી કરવાને ખીંટા મારી નિશાનીઓ કરતા જણાતા હતા. પ્રભાત સમયે ઉદ્ભવતા અવર્ણનીય આનંદમાં દેવસ્થાનમાંથી ઉત્પન્ન થતો ધ્વની વધારે આકર્ષક હતો સંગીતનો શોખી મુસાફર આ સઘળા આનંદોમાં ન્હાવાનું વિસારે મૂકી દિવ્ય સ્વરે ગાન કરવા લાગ્યો.

૫૩૯૩



# એક યાચના !

## ગઝલ.

કરૂં હું જે અરે મસ્તી, બિરાદર તું બતાવીદે;
થતું જેજે થવા દઇને, દમા કર માં સતાવીદે. ટેક.
બિરાદર તું બતાવીદે, કયા પથે જવું મારે;
ડકાતો હું થકી દુનિયાં, કયો યોગી થવું મારે—કરૂં
વિકારીમાં વિકારી હું, થતો સંગે જતો જ્યારે;
વિના સંગે કરૂં કયાં હું ? વિકારી ના થતો ત્યારે?
ભલે આવી મળે તો એ ! ઘણા ચંગી અને ભંગી;
મને દેજે રૂડી વૃત્તિ, તથાપી ના થવા સંગી—કરૂં.
પ્રભુ દેજે મને આવી, કરૂં મસ્તી સદા તુથી;
બુરિ વૃત્તિ બુઝાવીદે, થવા સંગી ચહું તુંથી—કરૂં.

વળી પૂનઃ સ્નાન ક્રિયાની યાદ આવી. યુવક જળાશયમાં પ્રવેશ્યો અને વળી ફરી મત્સ્ય ક્રીડા અને ઉતારા પરની ઝુકી રહેલી મેંદીની વાડ જોવાને મન આકર્ષાયું.

યુવક આ બધી જે ચેષ્ટાઓ કરતો હતો તે એક નવ-

---

યૌવન બાળાની દ્રષ્ટીએ પડયું હતું ને તે તરફ તે એકી નજરે જોયાં કરતી હતી.

આ હકીકતની યુવકને અત્યારે કાંઇ પણ ખબરજ નહતી. સ્નાન સંધ્યાથી નિવૃત થતાં સુધી બાળાએ તો ત્યહાંજ જોયા કીધું.

યુવક નગર પ્રતિ જવાને તૈયાર થયો, અને ગમન કર્યું.

બાળા ધડકતા હૃદયે સુવર્ણમય તેજયુક્ત જળપાત્રો ભરી ઘર ભણી જવાને તૈયાર થઇ.

વેગળેથી અવાજ સંભળાયો. સખી ચંદ્રપ્રભા! અલી જરા થોભતો ખરી! હવે મારે થોડીજ વાર છે; પેલી કાન્તા પાણી ભરીલે એટલે આપણે બધાં સાથેજ જઇએ.

ચન્દ્રપ્રભાએ તો કંઇએ ન ગણકાર્યું, જાણે સાંભળ્યું જ નથી એમ કહી ઉતાવળે ચાલી નીકળી.

આ અપરિચીત સુંદરીને જયાંથી યુવકે જોઇ ત્યહાંથી જ ત્હેના સ્નેહાંદોલનોના દોરડાંની મજબુત ગાંઠ બંધાવા લાગ્યો. ત્હેનો ચપળ નેત્રાવરોધ, તરૂણ અંબુજની સ્પર્ધા, સુંદર વસ્ત્રાભુષિતાવસ્થા, મનોહર કાન્તિ, અને ધીમી ધીમી આકર્ષક ચાલ એ જેટલું વશીકરણ હતુ ત્હેના કરતં આ બાળાના ઉભરાઇ જતા પ્રેમનું દર્શન કુંકુંમ વર્ણરક્ત ગાલમાં સંતાઈ રહેલો સ્મિત હાસ્ય એ વધારે હૃદયને ઉંચુ નીચું કરી નાખે તેવો હતો.

હાસ્ય ને ભ્રકુટીના ફરફરાટ વચ્ચે કંઇ પ્રશ્ન કરવા જતી હોય તેવી વિચારમસ્ત બાળાનો શરમાળ સ્વભાવ તેમ કરતાં ખાળતો હતો.

આ કૃષોદરીને જોતાંજ અપરિચિત યુવક ત્હેના સૌંદર્ય સાગરમાંજ ડુબી ગયો. અને પ્રેમ મદીરાનો કેફ ગોથાં ખવડાવવા લાગ્યો.

પ્રેમ મદિરાના પાન કરેલાં બન્ને કેદીઓને ઇચ્છીત વસ્તુ પ્રાપ્ત થતાં સુધી સ્નેહાંદોલનોના દોરડે એ'વાં બાંધવામાં આવ્યાં છે કે વિચારમાં ને વિચારમાં છુટા પડવા સમય આવ્યો પણ ઉભય પૈકી એક જણાથી કંઇ પણ શબ્દોચ્ચાર થઇ શકયો નહિ.

આખરે નિરૂપાયે માર્ગ વહન કરતી બાળા ઘેર પહોંચી; પણ સ્નેહાળ અંતઃકરણતો અપરિચિત યુવકની પાછળીજ ભમ્યાં કરતું હતું.

સ્નેહ મદીરાનું પાન કરેલો કેફી મુસાફર આમ તેમ રટન કરતો એક નિર્જન ધર્મશાળામાં જઇ પહોંચ્યો.

ધર્મશાળા સાર્વજનિક હતી પણ ત્હેની વ્યવસ્થા જોઇએ તેવી સારી ન હતી. તે શહેરની છેક છેલ્લી બાજુમાં હતી તેમજ ઉતારૂઓને સામાન વગેરે સાચવવાને પાસે બેસી રહેવું પડે તેવું ખુલ્લું મકાન હતું.

---

યુવકે લ્હેમાં પ્રવેશ કર્યો અને થોડીક જગા સાફ કરી. હાથમાંનો અલ્પ સરસામાન નીચે મૂક્યો, ને સાથે લાવેલ ભાતા વડે ક્ષુધા તૃપ્ત કરી.

મધ્યાન્હનો વખત વાંચન અધ્યયનમાં ગુજાર્યો. યુવકને આ વખતે પાશ્ચમાત્ય વિદ્વાનોનાં ઉપયોગી વચનો યાદ આવવા લાગ્યાં.

—જ્યારે કોઇ પણ પુસ્તક હું પહેલવહેલો વાંચું છું ત્યારે મને એક નવો મિત્ર સંમ્પાદન કરવા જેવું થાય છે, અને કોઇ પણ વાંચી ગયેલું પુસ્તક હું ફરીને વાંચું છું, ત્યારે એક જુના મિત્રને મળવા જેટલો મને આનંદ થાય છે."

ગોલ્ડસ્મીથ.

—વાંચ્યાથી એક માણસ જ્ઞાની થાય છે, વાતચિતથી એક માણસ હાજરજવાબી થાય છે, અને લખવાથી એક માણુસ ચોક્કસ થાય છે.

લોર્ડ બેકન.

—સારાં પુસ્તકોનો સંગ્રહ ખુદ યુનિવર્સિટિ છે.

કારલાઈલ.

—આપણે એકલા અને ઉદાસ હોઇએ ત્યારે ગ્રંથો આપણું સમાધાન કરે છે અને આપણા જીવનથી આપણને કંટાળી જવા દેતા નથી. મનુષ્યના પ્રમાદનું અને જન્મ-બંધનનું વિસ્મરણ કરાવે છે. આપણી ચિંતા દુર કરે છે. ક્રોધાદિ વૃત્તિનું શમન કરે છે અને નિરાશાને નષ્ટ કરવામાં સ્હાય કરે છે.

જેરામી ટેલર.

વાંચન અધ્યયન તો જુવાનીનું જીવન છે, વૃદ્ધાવસ્થાનો સુખ હેતુ છે, સમૃદ્ધિની શોભા છે, વિપત્તિનું વિશ્રામ ઠામછે

તથા વિનોદ છે. આપણે ઘેર હોઇએ છીએ ત્યારે તે આ-નંદ આપે છે, અને પરદેશમાં કંઈ બોજારૂપ થઇ પડતું નથી. આપણી રાત્રી ઝટ પસાર કરાવી દે છે. સીસરો.

જે પુસ્તકો પર પ્રેમ કરે છે તેને વિશ્વાસુ મિત્રોની, હિત-કર ઉપદેશકોની, આનંદી સંગંચીરોની અને શાન્ત્વન કરનાર

---

પ્રતિષ્ઠીત માસિક "ચંદ્ર-પ્રકાશ" કહે છે કે "ઝેર ઉતારવાના તત્કાલિક ઉપાયો" એ લઘુ પુસ્તકમાં સાપ, વીંછી, કુતરૂં શિયાળ વગેરે બીજાં કેટલાંક ઝેરી જાનવરોના કોઇને કરડવાથી ઝેર ચઢયું હોય તો તે ઉતા-રવાના ઉપાયો સમાવવામાં આવ્યા છે. વળી તે સાથે સોમલ, પારો, હરતાલ, અફીણ, વગેરે ઝેરી પદાર્થો ખવાઇ જવાથી ઝેર ચઢયું હોય તો તે ઉતારવાના ઉપાયો પણ તેમાં સમાવેલા છે. અકસ્માત વેળાએ આવું પુસ્તક પોતા-ની પાસે હોય તો તે વખત ઘણુંજ ઉપયોગી થઇ પડે છે, એટલુંજ નહિ પણ એવો અકસ્માત થતાં વૈદ ડાકટરને આવતાં વાર લાગે તે દરમ્યાનમાં પણ જો તે ઝેર ઉતાર-વાના ઉપાયો કરવામાં આવે તો તે પણ ઘણા લાભ કર-નાર થઇ પડે છે, કેમકે ઝેરનું લોહી સાથે મિશ્રણ થવા પહેલાંજ જો તેના ઉપાયો કરવામાં આવે તો તેનું પરિ-ણામ ઘણું સારૂં આવે છે. અને આમ હોવાથી દરેક મનુષ્યે આ પુસ્તક પોતાની પાસે રાખવું જોઇએ; અને **"ઉદાર વૃત્તિવાળા ધાર્મિક ગૃહસ્થોએ તેને પોતાની પદરથી લેઈ છુટથી વહેંચવું જોઇએ."**

કિંમત માત્ર બે આના તાકીદે લખો:—

કવિ શંકરલાલ શર્મા.

**નાંદોલ.**

(ઉત્તર—ગુજરાત.)

પુરૂષોની કદી જરૂર પડતી નથી. અભ્યાસથી, વાંચનથી, અને મનનથી સર્વ કાળમાં ને સર્વ અવસ્થામાં હરેક મનુષ્યને તેના વડે મન રંજન કરવાનું બની શકે છે. બેકૅન.

જો મને હિન્દુસ્તાનની સંપત્તિ આપવાને કોઇ કહે તો પણ હું મારો વાંચનનો છંદ કોઇને તેના બદલામાં આપું જ નહિ. ગીબન.

યુવકના હૃદયમાં ઉપલા ઉદ્‌ગારો પ્રવેશ્યા હતા ત્યારથી તે બહાર ગામ જાય ત્યારે પણ પ્રસિદ્ધ લેખક સીસરોના મત પ્રમાણે એકાદ ઉત્તમ ગ્રંથ સાથે રાખતો, તેથી આવા આકસ્મિત પ્રસંગે મનરંજન કરવાનું ઠીક થઇ પડતું. આજે ચાર વાગતા સુધી વાંચન અધ્યયન કર્યું.

સ્હેજ ઉંચું જોયું તો કોઇ વટેમાર્ગુ દંપતીનું જોડું ધર્મશાળામાં આવતું જણાયું. આ જ વખતે યુવકને પૂર્વોક્ત યુવતી યાદ આવી.

ચિંતાગ્રસ્ત સ્થિતિ શરૂ થઈ. તેથી મુક્ત થવાને યુવક ઉઠયો અને પ્રભાતે જોયેલો બાગ સાંભરી આવ્યો. ને તે ભણી જવાને સાથેના અલ્પ સરસામાનનો નજીકના દેવ મંદિરના પુજારી સાથે બંદોબસ્ત કરી ત્યાં જવાને નિકળ્યો.

મનોહર બાગે જઇ પહોંચ્યો.

સ્ફટીકમણીતુલ્ય તેજોમય આરસપહાણમાંથી કોતરી કહાડેલી કોઇ કોઇ વિચિત્ર રચનાઓના ફૂઆરા વડે થએલી ઠંડી હવા બેન્ચાશ્રયી યુગલોને રંજન કરવાને મંદમંદ ગતીએ વહી રહી હતી, પુષ્પલતાઓ દિવસના અસહ્ય તાપથી શ્રમીત સ્થિતિમાં બાગાશ્રયી જનોને વંદન કરતી જણાતી હતી, પુષ્પલતાઓના સંમેલનથી થયલી ગુફાઓ ગાંધર્વવધુત્વ ધરાવતાં પ્રેમી યુગલોને આશ્રયસ્થાન હોય

તેમ ત્હાં અત્ર તત્ર ભ્રમણ કરતાં લાલ લલનાઓની ચક્ષુ-સંકળના ઉપરથી ખુલ્લું જણાઇ આવતું હતું, અસ્ત થતા સૂર્યનાં કિરણો કુમળા છોડવાના જીવન પ્રવાહથી વહી જતી પાણીની નીકો ઉપર પડી રમ્ય દેખાવ આપતાં હતાં અને હમણાંજ સર્વત્ર પાણીનો છંટકાવ થઇ રહ્યો હતો.

ગ્રહસ્થોની ગાડીઓના ઘોડા સુરપાટ દોડયા આવતા હતા, પણ દરવાજા આગળ આવી અચકી જવું પડતું હતું. ઘોડાગાડી મોટર ઇ૦ વાહનોને બાગમાં પ્રવેશવાનો તેના

---

વડોદરાથી ફોજદાર રા. રા. મગનલાલ ફીરપારામ ઠાકર લખે છે કે:–બેશક દરેક ગૃહસ્થે ઝેર ઉતારવાના તાત્કાલિક ઉપાયો” એ પુસ્તકની એકેકી નકલ ખરીદી પાસે રાખવા લાયક છે. ને તેમાં બતાવેલા ઘણાખરા ઈ-લાજો અકસીર છે. ઇ૦

નાનાવાડાથી પંડિત પુંજારામ ગંગારામ લખે છે કે:–એ પુસ્તકના ઘણા ખરા ઈલાજો ખરાજ હોવાની મ્હારી ખાત્રી થઇ છે.

લોદ્રાથી નાયબ ફોજદાર રા. રા. રવિશંકર કાળીદાસ લખે છે કે:–“ઝેર ઉતારવાના તાત્કાલિક ઉપાયો એ પુસ્તકમાં બતાવેલા ઉપાયો સારા ને સરળ બતાવેલા હોવા ઉપરાંત તે જુજ કિંમતે મળી શકતા હોય તેનાથી ઝેર તુરત ઉતરે તેવા છે. તેથી આ પુસ્તક જોઇ અમે ઘણાજ ખુશી થયા છીએ.

કિંમત માત્ર “બે આના” મંગાવવા લખોઃ

કવિ શંકરલાલ શર્મ્મા.

નાંદોલ.

( ઉત્તર—ગુજરાત. )

માલીક તરફથી પ્રતીબંધ હતો. સંખ્યાબંધ યુવાનો, યુવતીઓ અને લાંબી ચાંચવાળી પાઘડીવાળા લુવાણા ગ્રહસ્થોના ટોળેટોળા બાગમાં ઠેર ઠેર જણાતાં હતાં, દરરોજ કરતાં આજે કંઇ વધારે ભીડ હોવી જોઇએ એમ આજે મેળાનો દિવસ હોવાથી અનુમાન કરવું પડતું હતું.

સર્વત્ર આનંદમયજ સ્થળ હતું.

જો કોઇ સ્થળે હૃદય ભેદક ચિંતાનો છોડવો અંદર ને અંદર બળ્યા કરતો હોય તો તે હમણાંજ આ બાગનું નિરિક્ષણ કરવાને આવેલો યુવક હતો. તેનું ચિત્ત જુદીજ દિશા તરફ હતું. દરવાજા ભણી એકી નજરે તે જોઇ રહ્યો હતો. સઘળે રટન કરતી યૌવનાઓમાં ત્હેનું સ્નેહચુમ્બક ક્યાંય પણ નજરે આવતું ન હતું.

હવા ખાવા ગયલા શોખીનોને હવે પાછા વળવાનો વખત થયો છે, એમ સૂચના કરવાને લાંબા હાથ વડે આમંત્રણ કરતી હોય એવી દેવમંદિરોની દીર્ઘ ધ્વજાઓ આમ તેમ ફરકતી હતી, તે જોવા જતાં વહી જતા વખતનું ભાન થવા લાગ્યું. ચિંતાગ્રસ્ત સ્થિતિથી મુક્ત થવાને ફાંફાં મારતા યુવકે ધીમે સ્વરે ગાન શરૂ કર્યું.

### ગઝલ.

પ્રભુનો પ્રેમ પડછાયો, ભલી શક્તિ ગજાવે છે;
ગજાવી ને નથી રે'તો, પુરી ભક્તિ ભજાવે છે. ટેક
ભલી એ ગર્જના ભારે, કદી ના હામ તુ હારે;
બુરી વૃત્તિ તજાવે છે, પુરી ભક્તિ ભજાવે છે. પ્રભુ.
નિચોવીને વિચારોને, મુકાવીને કુચારાને;
અમીકુપી બતાવે છે, પુરી ભક્તિ ભજાવે છે. પ્રભુ.
વિચારો સાફ સુઝે છે, અરીનો હાથ ધ્રુજે છે;
ભલા ભક્તો નચાવે છે, પુરી ભક્તિ ભજાવે છે. પ્રભુ.

**ભલે આવી પડે કષ્ટો, ભલે મિત્રો થતા દુષ્ટો;**
**ભલું ભાવી બતાવે છે, પુરી ભક્તિ ભજાવે છે. પ્રભુ.**

ભટકતા હૃદયને આથી સંતોષ વળ્યો નહિ. તેથી હવે સ્વસ્થાને પહોંચવું જોઇએ એવા ઈરાદાથી આ યુવક તૈયાર થવા જતો હતો; એટલામાં કોઇ ચિંતાગ્રસ્ત અબળા કે જેના દર્શનાર્થે આ યુવક ઉત્સુક હતો, તેનું આવવું થતું હોય તેવું જણાયું. અને નજીક થઇને જનારી તેજ છે તેવી ખાત્રી થઇ.

મુગ્ધાવસ્થાએ ચાલ્યા જવાનું કારણ યુવક પહેલાં તો કંઇએ સમજ્યો નહિ; પણ જ્યહારે સામેના બેન્ચ ઉપર વાર્તાલાપ કરતાં મનુષ્યોને ઘરભણી વિદાય થવતાં જોયાં ત્યહારે તે ત્યહાંથી ઉઠ્યો અને યુવતીને જે બાજુ જતો

---

સાદ્રા મહિકાંઠા પોલીટીકલ એજન્સીના રેકર્ડ કલાર્ક બી. એસ. એમ. વ્યાસ લખે છે કે:—" ઝેર ઉતારવાના તાત્કાલિક ઉપાયો." આ નામનું આપનું મનુષ્યના સંરક્ષણાર્થે રચાએલું પુસ્તક મ્હેં વાંચ્યું છે. આ'વાં પુસ્તકોની હયાતી ઘણુંજ ઓછા બલ્કે નહિ જેવા પ્રમાણમાં હોવાથી આ પુસ્તક સર્વને સરખી રીતે ઉપયોગી થઈ પડશે. એમ મારૂં માનવું છે. આશા છે કે આપની લીધેલી મહેનતનો બદલો આ પુસ્તકથી જન સમાજને પડેલી ખરેખરી વૈદ્યકીય ખોટ પુરી પડતી હોવાથી વધુ નકલો ખપી આપને મળશેજ !

માત્ર બે આનાની પોસ્ટની ટીકીટો બીડી મંગાવવા લખો:—

કવિ શંકરલાલ શર્મ્મા.

**નાંદોલ.**

( ઉત્તર—ગુજરાત. )

જોઇ હતી ત્હાં જવાને ઉશ્કેરાયો અને જઇ પહોંચ્યો.

એક નિર્જન બેન્ચ પર બેઠેલી યૌવના ખોવાયલું રત્ન હાથ આવ્યું હોય તેમ આનંદ સાથે ઉભી થઇ અને પધારો મહાશય ! એ શબ્દો વડે સ્વાગત્ કર્યું.

યુવકે ધર્મશાળામાં મૂકામ કર્યો છે તે વિચાર જાણ્યા પછી—"આપના જેવા સુકોમળ હૃદયના સજ્જનને નિર્જન ધર્મશાળામાં અને કઠણ શય્યામાં રાત્રી ગુજારવાનો વિચાર કરતા સાંભળી કયા પાષાણ જેવા હૃદયના મનુષ્યને પણ લાગણી નહિ થાય ! એ શબ્દો વડે યુવતીએ વાર્તાલાપ શરૂ કર્યો.

ઉભયનાં સ્નેહાંદોલનોએ આનંદમસ્તી મચાવી મૂકી.

વખત ઘણો થોડો છે અને મારે વ્હેલા ઘેર જઇ પહોંચવું જોઇએ એ વિચારે અલ્પ શબ્દોચ્ચાર વડે ધારેલો આશય પાર પાડવાની ઉર્મીએ ટુંકાણમાં યુવતી માત્ર એટલુંજ બોલી કે આપનો સાનંદ પરિચય કે જે સ્નેહા-કર્ષણ કરી રહ્યો છે તે વડે બોલવાની હિંમત ધરૂં છું કે "આજની પરોણાગત આ પામરની સ્વિકારી આભારી કરશો" તો મ્હોટી મહેરબાની થશે.

"મ્હારૂં ઘર દિવસે વિખુટા પડેલા બાંચામાં સામેજ છે ને ત્હાં આવવાને આપને કોઇપણ પ્રકારનો વાંધો નથી. આઠેક વાગતાના સુમારે "હું એક અજાણ્યો મુસાફર છું અને આજની રાત અહીં રહેવા ઇચ્છા રાખું છું. એટ-લાજ શબ્દો" વડે ત્હાં આવી આતિથ્ય સ્વિકારાવવાને માગણી કરશો કે તુર્તજ હું રાહ જોઇ રહીશ કે તે માગણી મા'રા વડેજ પુરી પાડી અન્ય વાર્તાલાપ અનુકુળ ટાઇમે કરીશું."

એ શબ્દો ઉચ્ચારાયા પછી દિન મુખમુદ્રા વડે યાચના કરતી જણાઇ. આ શબ્દો એવી રીતે ઉચ્ચારાયા હતા કે જેણે અપરિચિત યુવકને લુબ્ધ કરી નાંખ્યો હતો. તેનાજ પ્રતાપે તે ના પાડી શકયોજ નહિ.

આ પછી બન્ને વિખુટાં પડયાં.

---

અમદાવાદથી પ્રસિદ્ધ થતું માનવંતુ પેપર "પ્રજાબંધુ" લખે છે કેઃ—"ઝેર ઉતારવાના તાત્કાલિક ઉપાયો" આ માત્ર ૪૦ પૃષ્ઠની એક નાની ચોપડી છે, પરંતુ તેની ઉપયોગિતા ઘણી મોટી છે. જૂદાં જૂદાં જાનવરોના કરડવાથી અથવા ભુલચુકથી કાંઇ ખાવાને લીધે જે ઝેર ચઢે છે તેના નિવારણના ઘણાજ સ્હેલા અને ઘરગથ્થુ ઉપાયો તેમાં દર્શાવવામાં આવેલા છે. સાપ, કુતરૂં, શિયાળ, વીંછી. ઉંદર, કાનખજુરો, ગરોળી અને મધમાખ કરડવાથી તથા અફીણ, ત્રાંબાનો કાટ, પારો, હરતાલ, સોમલ, ધંતુરો તથા વછનાગ ખાવાથી ચડતા ઝેરના ઉંપાયો તેમાં આપેલા છે. સઘળા ઉપાયો દેશી અને જંગલી વનસ્પતિઓનાજ છે. અને તેમાની કેટલીક વનસ્પતિઓ દુષ્પ્રાપ્ય પણ જણાય છે, તોપણ બીજા કેટલાક સહેલા ઉપાગોથી કામ ચલાવી શકાય છે. આ'વા ઉપાયોથી ઘણીવાર ગામડાના લોકો તેવા અકસ્માતોથી તથા નુકશાનોમાંથી બચીજવા પામે છે આવા ઉપાયોનો પ્રજામાં વધારે ફેલાવો કરવા માટે આ ચોપડી નાંદોલ નિવાસી મી. શંકરલાલ મગનલાલ વ્યાસે બહાર પાડી છે.

કિંમત ફક્ત બે આના ગ્રાહક થવા તાકીદે લખોઃ—

કવિ શંકરલાલ શર્મા.

**નાંદોલ.**

( ઉત્તર—ગુજરાત. )

મુકરર ટાઇમે પોતાની પાસેનો અલ્પ સરસામાન લઇ ઠેરવેલા સ્થાને યુવક જઇ પહોંચ્યો. દિન વાણી વડે ઉચ્ચારવા લાગ્યો કે "હું એક અજાણ્યો મુસાફર છું ને આજની રાત્રી અહીં રહેવા ઇચ્છા રાખું છું" આ પછી પણ તે કંઇક બોલવા જતો હતો; પણ એટલામાંજ આશક યૌવના બોલી ઉઠી–પધારો મહાશયો આ ઘર આપનુંજ છે.

આટલું કહી તુર્તજ ઘરમાં જઇ અને તેનાં વૃદ્ધ માતુશ્રીની આજ્ઞા મેળવી સ્વાગત્ સ્વિકાર્યું. અને પરોણા તરીકે તેમને શેતરંજી પાથરી આપી પાનનો દાબડો લાવી તેમની આગળ મૂક્યો અને જળપાત્ર ભરી લાવી.

વૃદ્ધ ડોશીએ પણ સારો સત્કાર કર્યો. યોગ્ય કાળે તેમને જમવા માટે તૈયાર થવા સૂચવ્યું પણ પ્રત્યુત્તર મળ્યો કે હમણાંજ ધર્મશાળામાં મ્હેં ભાતું ખાધું છે, અને તેથી હુ લગારે ભુખ્યો નથી. વિના ભુખે ખાઉં તો મ્હારી તન્દુરસ્તી બગડે ઇત્યાદી શબ્દો વડે નાજ પાડયા કરી. માત્ર શય્યા અતિથ્ય સ્વિકાર્યું.

થોડીક વાર થઇ એટલામાં વૃદ્ધ ડોશીએ ઉચ્ચાર્યું, બેન ચંદ્રપ્રભા ! એમને સુવા માટે માંડવીમાં પલંગ છે તે સાફ કરી પાથર, અને તેમને પાણી વગેરે જે જોઇએ તે ભરી આપી; ચાલ હવે આપણે બન્ને સુઇ જઇએ. હવે ઘણી રાત્રી વીતી ગઇ છે.

હા, માજી ! ચંદ્રપ્રભાએ ઉચ્ચાર્યું.

તુર્તજ ઉઠી સઘળી તૈયારી તાકીદથી કરી નાંખી. જળપાત્ર ભરી લાવી પલંગ નીચે મૂકતાં શર્મિંદાવસ્થામાં કંઇક ધીમે ધીમે ઉચ્ચારતી ગઇ કે "કેટલીક વાર સંગીતનો શોખ પુરો પાડે ત્હેવો અવાજ આ જીનામાંથી પ્રકટ થાય છે."

માત્ર એટલુંજ બોલી તે ચાલી ગઇ.

માજીની રજા લેઇ અભ્યાસ કરવાને બ્હાને મેડે સુઇ રહેવા પ્રયાણ કર્યું.

ચંદ્રપ્રભાના ગુઢ શબ્દોએ કંઇક માર્મિક શબ્દોચ્ચાર કરવાને યુવકને ઉશ્કેર્યો. ને ત્હેનાજ પ્રતાપે યુવતી જ્યારે પલંગ નજીક થઇ મેડે જવા જતી હતી ત્ય્હારે કરૂણ સ્વરે ઉચ્ચાર્યો કે "પ્રભાતમાં ઉઠી મ્હારે ઘણે દુર જવું છે અને દિવસે તાપ પુષ્કળ પડે છે માટે વહેલાં ઉઠવું જોઇએ; તેથી પૂછવાની જરૂર પડે છે કે વારૂ! આજે ચન્દ્રોદય ક્યારે થશે?" આ વાકયનો ગુઢ મર્મ મ્હારા પ્રિય પાઠકોને વિચારવાનું સોપી લેખક આગળ લેખની ચલાવતાં કહે છે કે:—

યુવકના આ પ્રશ્નનો ગુહ્યાર્થ યુવતી સમજી અને તેણે પણ એવોજ તાજુબીભર્યો જવાબ આપ્યો કે, "વદી આઠમને દિવસે જયારે દુનિયા નીંદ્રાદેવિના ખોળામાં માથું મૂકી ઝુલે છે. ત્યારે પ્રભા ત્હેનું સ્નેહ પ્રતિબિમ્બ દર્શાવે છે."

---

વિશ્વવિખ્યાત "ભાગ્યોદય" માસિક કહે છે કે:—
"ઝેર ઉતારવાના તાત્કાલિક ઉપાયો" આ પુસ્તકમાં બતાવેલા ઘણાક ઉપાયો ઝેર ઉતારવામાં અકસિર જણાય છે. આવું પુસ્તક ઘરમાં રાખવાથી કોઇ વખત ઘણું ઉપયોગી થઇ પડે છે.

મવાર લાયબ્રેરીના સેક્રેટરી, કેળવણી માસિક, બુદ્ધિપ્રભા માસિક વગેરેએ પણ આવાજ ઉદ્‌ગારો કહાડયા છે. ગ્રાહક થવા લખો. કિંમત માત્ર બે આના.

કવિ શંકરલાલ શર્મ્મા.
નાંદોલ.
( ઉત્તર—ગુજરાત. )

વાંચક ! યુવકના પ્રશ્નનો યોગ્ય ઉત્તર પણ ઉપરનાજ શબ્દો વડે સમજાયો. હવે યુવક વધારે આશક સ્થિતિમાં સપડાયો ને યુવતિ ચાલી ગઇ.

યુવકના આકર્ષણીક પ્રેમી કંટકોએ ત્હેને ઉંઘવા દીધી નહિ.

અહીં યુવક પણ તેજ સ્થિતિમાં જીનાના દ્વાર સ્હામું એકી નજરે નિહાળી રહ્યો હતો. આમ તેમ પાસાં ફેરવતાં વહીજતા વખતનું ભાન રહ્યું નહિ.

બરાબર એકનો ટકોરો થયો. જીનાનાં દ્વાર વિના ખડખડાટે ઉઘડતાં જણાયાં.

આશક યુવાને પાસું બદલ્યું, ઉપરોક્ત યુવતિ લજ્જિતાવસ્થામાં ઉભેલી ભાળી.

ધીમેથી બોલતી જણાઇ કે "પ્રિયતમે ! કંઇ ખાનગી કાર્ય સારૂ આપની જરૂર પડી છે; તો જરા મેડે પધારી આભારી કરશો; એજ આશાએ આટલી મોડી રાત્રીએ અહીં પ્રયાણ કરવામાં આવ્યું છે. એટલું બોલી નીચે મોઢે ઉભી રહી.

તુર્તજ યુવક ઉભો થયો ને તેની આગળ ધીમે ધીમે મેડે ગયો.

અહીં ખાસ પ્રાણેશના શયનગૃહમાં જોઇતી ચીજો શણગારાયલી જોઇ. પલંગ પર બેસવા આજીજી કરી પાનનું બીડું તુર્ત્તજ તૈયાર કર્યું.

" પ્રાણેશ ! આ બીડું તો હું પોતેજ આપના મુખ કમળમાં મૂકી કૃતાર્થ થઇશ, " એ શબ્દોથી લાલ લલના વચ્ચે સ્નેહસૂર્યનાં કિરણો ફેંકાવા લાગ્યાં.

પ્રિયત્તમે ! આપની સરોવર જળ ક્રીડાનું દર્શન, માર્ગનો મેળાપ, બાગમાં થયલો વાર્ત્તાલાપ અને મને મેડા ઉપર આવતી વખત ચંદ્રદર્શનના ગુહ્યાર્થમાં ચંદ્રપ્રભા હું

પોતેજ ક્યહારે આપશ્રીને ભેટીશ એ શબ્દોએજ સંપૂર્ણ આશ્ચર્યવંતુ થઇ આટલું બોલવાને હિંમત ધરી શકીછું.

"આપનું લગ્ન થયું છે?" ચંદ્રપ્રભા બોલી.

"પ્રિયત્તમે કહેવાને હજી હું સમર્થ થયો નથી છતાં મોહાકર્ષણથી ગુંથાઇ કહેવાની જરૂર પડેછે કે પ્રિય! હજી મ્હારૂં લગ્ન થયું નથી." યુવકે પ્રત્યુત્તર વાળ્યો.

"હજી આપનું લગ્ન થયું નથી!!!" એ શબ્દો સાંભળી કોની આંખમાં આંસુ નહિ આવે?? ચંદ્રપ્રભા ગદ્દગદ્ કંઠે બોલી.

"હું પણ અર્ધાંગના થવાને હજી ભાગ્યશાળી બની નથી" એ શબ્દો પણ ત્હેણેજ વધારામાં ઉચ્ચાર્યાં અને મારાં

---

વૃદ્ધ માતાજી શિવાય મ્હારે કોઇ નજીકનું સગું નથી; ને તેથીજ તેઓ બિચારાં કંઇ કરી શકયાં નથી એમ પણ તેણેજ કહ્યું.

ચંદ્રપ્રભાએ આગળ લંબાવતાં જણાવ્યું કે અગાઉના અને હાલના મ્હારા થયલા સમાગમ ઉપરથી હું આપને શું કહેવા ઇચ્છુંછું ત્હેનો ખુલાસો આપનું આન્તરમન આપને આપે છે; તો હવે નિર્વિલંબે દાસીને કૃતાર્થી કરશો.

આ શબ્દો નવપરિચિત યુવકને કામાન્ધ કરવાને બસ હતા.

સહર્ષે આલીંગન દેતાં બન્નેની મુખમુદ્રા પર આનંદનો સૂર્ય પ્રકાશી રહ્યો. અને અવર્ણનીય સાંસારીક ક્ષણિક સુખોમાંનું એક અનુભવવા લાગ્યાં.

સતેજ વિષયવૃત્તિને તૃપ્ત કરવા જતાંજ યુવક કે જે નિર્જન ભોયરૂં વા ભયંકર ગુહાની અંદર આવેલા ઝરા તટે સુતો ને સ્વપ્નાવસ્થા અનુભવતો હતો તેને એકદમ "વિર્યસ્ત્રાવ" થયો, અને જાગી ઉઠયો.

અહીં તો ઘોર જંગલજ જંગલ! ન મળે "ચંદ્રપ્રભા" કે નમળે સુખ શય્યાનો આનંદ!! ન મળે સ્નેહાલીંગન કે ન મળે શુશોભીત બંગલો!!!

વાંચક! અવર્ણનીય સુખાનુભવ કરતા યુવકને ઘોર જંગલમાં લાવી મુકનાર જાગૃતાવસ્થાને આ યુવક કેટલુંએ ધિક્કારે તો પણ ત્હેને શાન્તિ વળવાની છે? નહિજ!

પુષ્કળ વિચારાન્તે ઉપરોક્ત તો સ્વપ્નજ ઠર્યું! ને ભાગ્યમાંતો ઘોર ગુફાજ રહી!!!

# પ્રકરણ ૩ જું.

## આશાને આલીંગન.

ધન્ય કૃતિ આશા તણી, આશા વિણુ ના કંઈ;
ફરવું ફોકટ જગતમાં, આશા ઉદ્ભવ નહિ.

યુવક જાગ્યો ! બે'બાકળો. ઉઠ્યો, ને વળી ભયંકર રાત્રીએ ખાળ્યો એટલે ત્હેંજ બેઠો.

જે ચિંતાએ તે વનપર્યટન કરતો સંકટો ભોગવતો હતો તેજ આજની સ્વપ્નાવસ્થાએ ફરી યાદ લાવી મૂકયું. ચિંતામાં આમતેમ જોયાં કરતો ને વળી સ્વસ્થ બેશી રહેતો. આમને આમ ઘણો વખત કર્યાં કીધું એટલે ચાર વાગ્યાનો સમય થયો.

---

સુપ્રસિદ્ધ "વિવેચક" માસિક કહે છે કે "ઝેર ઉતારવાના તાત્કાલિક ઉપાયો એ પુસ્તક નાનું છે પણ તેની અંદરના ઉપયોગી વિષયોથી અમુલ્ય છે એમ કહ્યા વિના ચાલે તેમ નથી. જુદાં જુદાં ઝેરી પ્રાણીઓના ઝેર ઉતારવાના અનેક ઉપાયો ત્હેમાં સાદા, ઘરગતુ અને તુરત થઇ શકે તેવા આપવામાં આવ્યા છે તેથી આ પુસ્તક હરેક માણસે પોતાની પાસે રાખવા જેવું છે.

માત્ર બે આનાની ટીકીટો બીડી મંગાવવા લખો.

કવિ શંકરલાલ શર્મા.

નાંદોલ.

દુરથી કંઈક કંઈક ચંદ્રપ્રકાશ દર્શન આપતો હતો. ચંદ્રદર્શને વિહ્વળ યુવકના હાથમાં આશાનૌકાનું સુકાન આપ્યું, એટલે તે ઉઠ્યો અને અંધકારથી વિમુક્ત થવાને તે ભણી ચાલ્યો.

માર્ગ વહન કરતાં થોડેક નહિ ગયો હોય એટલામાં ભટ ! ભટ ! ! ભટ ! ! ! એવો રવ થયો ને તે યુવકને કાને અથડાયો. તે આથી બીન્યો કે રખેને કોઇ જંગલી પ્રાણી તૃષા નિવૃતાર્થે ઝરા તટે આવ્યું હોય ! તો તેના ભોગ થવું પડે ! માટે આગળ જવા કરતાં અહીંજ બેસવું વધારે શ્રેયસ્કર છે. થોડુંક થોભ્યો. અવલોકનાર્થે બારીક નજરે જોયું તો એક દિવ્ય પુરૂષને પ્રાણાયામાદી ક્રિયામાં પ્રવર્ત્તવાને તૈયારી કરતાં જોયો. આથી યુવકને હિંમત આવી ને હેના નજીક જઇ પહોંચ્યો. જેની સમિપ તે જઇ પહોંચ્યો હતો, ત એક મહાન યોગેશ્વર મહાત્મા હતા. સંધ્યો-પાસનાદી ક્રિયા કરવાને અહીં ઝરા તટે પધાર્યા હતા, અને અહીંથી થોડેકજ દુર આવેલી પર્ણકુટીમાં એકલાજ નિવાસ કરી રહેતા હતા.

તેમનું ભવ્ય કપાળ, ભરપૂર દેખાવના અવયવો અને વિચારોને એકાગ્ર કરવાની અલૌકીક શક્તિ એ સર્વે તપશ્ચ-ર્યાનોજ પ્રતાપ જણાઇ આવતો હતો. થોડેક દુર એક તુંબડી અને દંડ પડયાં હતાં, શરીરે માત્ર એક કચ્છ સિવાય કંઇ પણ ધારણ નહિ કરતા હોય એમ નજીક પડેલી સામગ્રીઓ જોઇ શકાતું હતું. પગો એક ઉપર એક ચઢા-વેલા હતા અને હમણાં થોડાક વખત થયાં સમાધીમાં બેઠા હતા.

યુવક પણ તેઓ જાગૃતાવસ્થામાં આવે ત્યાં સુધી સ્નાન

સંખ્યાથી નિવૃત થવાને વિચાર્યું અને પરવાર્યો. થોડેક દૂર બેસી પાએલી નીચેનું ગાન કરવા લાગ્યો:

પદ.

મારૂં આન્તરમન શું કે'તું રે......જીવ
હરિ શરણે જઈ રે'તું રે......જીવ
ભલે નસીબે થાઉં કુસંગી—
કરતું ના કો' જેને સંગી;
જન દૃષ્ટિએ ચંગી ભંગીરે......જીવ મારૂં૦
જગ જીવનનો સ્નેહજ સાચો—

---

પ્રતિષ્ઠીત માસિક "प्रातःकाल" કહે છે કે "ઝેર ઉતારવાના તાત્કાલિક ઉપાયો" એ પુસ્તક નાનું સરખું છતાં તેમાં તમામ ઝેરી જનાવરોનાં તથા તમામ ઝેરી વસ્તુઓનાં ઝેર ઉતારવાના અનેક ઉપાયોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. આ પુસ્તકમાં એક પ્રકારના ઝેર ઉતારવાના અનેક ઉપાયો દર્શાવવામાં આવ્યા છે જેથી કરીને તેનો કોઈપણ પ્રસંગે કોઈપણ સ્થાનમાં ઉપયોગ થઈ શકે તેમ છે. આ પ્રકારનો સંગ્રહ કરવામાં લેખકે ઘણો પરિશ્રમ કર્યો જણાય છે, અને તે પરિશ્રમના પરિણામમાં આ પુસ્તક લોકોપયોગી થઈ પડેલુંજ છે. વગેરે.

આ શિવાય અન્ય પ્રતિષ્ઠિત માસિકો અને વિદ્વાનો તરફથી અસંખ્ય સર્ટિફીકેટો મળ્યાં છે પણ અત્રે સ્થળ સંકોચથી દાખલ કરી શક્યા નથી વહેલો તેજ પહેલો. મંગાવવા માટે આજને આજ લખો:—

જે કંઈ ઇચ્છા ત્હારાં જઇ યાચો;
નહિ વિકારી કે કાચો રે........જીo મા૨૦
અલ્પ સમયમાં શ્રેય કરીને—
વ્હાલા થાવું એજ હરિને;
એ ચિન્તવનમાં જ કરીને રે......જીo મા૨૦
રામ નામને હરદમ લેવું—
અન્ય સુધારક કોઇ ના કેવું.
કંઈ દુઃખ પડે તો સેવું રે......જીo મા૨૦
હરિ પાસે જઈ હિરલો યાચુ—
શામળીયાનું સગપણ સાચું,
પ્રભુ વિણ સઘળું કાચું રે......જીo મા૨૦

"પ્રભુ વિણુ સઘળું કાચું રે" એ શબ્દો મહાત્માના કાને પડયા અને તેજ ક્ષણે દુનિયાનું ભાન આવ્યું, અને જોયું તો એક યુવકને દીઠો.

યુવકે ફરી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં.

મહાત્માએ અમીદ્રષ્ટીથી જોયું, ને પૂછ્યું, મુસાફર! તું અહીં ક્યાંટલો વહેલો અને નિર્જનસ્થાનમાં ભયંકર વિપત્તિઓ વેઠતો આવ્યો છે; તેનું કારણ પણ કંઇ ત્હેવુંજ હોવું જોઈએ એ સ્વાભાવીક છે!

ત્હારા સદ્ભાગ્યેજ તું આ સ્થાનની મુલાકાત લેઈ શક્યો છે! સારૂ, ચાલ આશ્રમે! ત્ય્હાં સર્વ સગવડ થઇ શકશે. એ શબ્દો મહાત્માશ્રીએ ઉચ્ચાર્યાં.

જી, હા! કરી નમ્રતાથી મહાત્મા સાથે જવા યુવક તૈયાર થયો.

સ્ફટીકમણી તુલ્ય તેજોમય કમંડલુ નિર્મળ જળથી ભરી દંડ ઇo સાધનો લેઇ મહાત્માએ ચાલવા માંડયું, એટલે

યુવક પણ ધીમે ધીમે મહાત્માની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

રસ્તામાં એક બે ખીણો જેવો માર્ગ ઓળંગીને જવાનું હતું ને આશ્રમ અહીંથી થોડેક દુર હતો. અહીં એક ફળદ્રુપ બાગ અને પર્ણકુટી શિવાય અન્ય સર્વ પહાડી સ્થળ હતું.

યુવકને પર્ણકુટીકામાં બેસવાની આજ્ઞા કરી. યોગ્યકાળે મહાત્મા ભિક્ષાપાત્ર લઇ ફળદ્રુપ બાગમાં ભિક્ષા લેવા ગયા. અહીં તરૂઓ પક્વફળો કે જે આહારને લાયક થયાં હોય તેજ એક પછી એક મહાત્માના ભિક્ષાપાત્રમાં નાંખતાં જણાયાં.

---

## ઉત્તમ સગવડ.

—:o:—

કેટલાક સજ્જનો પાસે પોતાનાં લખેલાં અથવા જુનાં પુસ્તકો હોય છે, ને તેને છપાવવાનો ઇરાદો રાખતા હોય છે; છતાં લખાણ ઢબસર ગોઠવવાની અમુઝણ, પ્રેસના કામની અજાણતા ને પ્રુફ વાંચવાની કડાકૂટ વગેરેથી અમુઝાય છે તેથી એમને માટે અમોએ એક નવી સગવડ કાઢી છે.

કોઈ પણ નાનો યા મોટો ગ્રંથ ગદ્ય અગર પદ્યમાં લખેલો સુધારી નવેસરથી લખી, છપાવવાની ગોઠવણ સારી ને સસ્તામાં કરી આપી, પ્રુફ વાંચવાનો કંટાળો મટાડી કાગળો વગેરે લાવી આપવાનું અને બંધાવી આપવાનું કામ યોગ્ય કમીશનથી મુદ્દાસર ને સારૂં કરી આપવામાં આવે છે.

જરૂર હોય તેણે નીચેને સરનામે પત્રવ્યવહાર કરવો.

કવિ શંકરલાલ શર્મા
નાંદોલ ( ઉત્તર—ગુજરાત ).

આ સઘળું યુવક દુરથી જોઇ રહ્યો હતો.

યુવક આશ્ચર્યતાથી વિચારવા લાગ્યો કે તઙઓ પણ જેની યોગ્યતા જોઇ શકે છે; એવા મહાન્ યોગેશ્વર કે જેને મ્હારા ભાગ્યે મેળવી આપ્યા છે તેની પાસે આવ્યા પછી હવે અવશ્યે હું મ્હારી શંકાનું સમાધાન કરી દુઃખથી વિમુક્ત થઇશ; એમને એમ નિશ્ચયની નૌકામાં ઝોકાં ખાવા લાગ્યો.

એટલામાં આહાર યોગ્ય ફળોથી પૂર્ણ એવું ભિક્ષાપાત્ર લેઇને આવતા મહાત્માશ્રી જણાયા, તેમને આવતા જોઇ યુવક ઉભો થયો મહાત્માશ્રી આસને બીરાજ્યા એટલે યુવક પણ બેઠો મહાત્માના આગ્રહથી બન્નેએ આહાર લીધો અને તૃષા નિવૃતાર્થે ઝરાથી આણેલું નિર્મળ જળનું પાન કરી બન્ને જણ વાર્ત્તાલાપ કરવા બેઠા.

યુવકનો પૂર્વ વૃતાન્ત જાણવાની મહાત્માએ જીજ્ઞાસા જણાવી, ને તે જણાવવા તેને કહ્યું.

" મહાત્માના અનુગ્રહથી યુવકે પોતાનો પૂર્વ વૃતાન્ત શરૂ કીધો."

---

## પ્રકરણ ૪ થું.

### પુર્વ વૃતાન્ત.

—++—

" સૌંદર્યપુર નગરના રહિશ મણિધરપ્રસાદ નામક વણિકનો હું પુત્ર થાઉંછું એ શબ્દો વડે યુવકે પોતાનો પૂર્વ વૃતાન્ત શરૂ કર્યું."

" મારૂં નામ શાન્તિપ્રસાદ છે. જ્યારે ચાલુ વિક્રમાર્ક

સૈકાનું અર્ધ વીતી ગયાને બે વર્ષ થયાં હતાં, વસન્ત ઋતુ પોતાની ઉમ્મરનું અર્ધ વીતી જવાથી નુતન માસો ચંદ્ર-દર્શન કરાવવાને ઉત્સુક થઇ રહી હતી, ને જ્યારે સૂર્ય પોતાની યુવાની વીતી ગયે બે કલાક થયા હતા ત્હારે મારો જન્મ થયો હતો."

"જન્મથીજ કુદરતે મ્હને દુઃખી દરિયામાં ફેંકી દીધો હતો, બચપણમાંજ પીતાનું મરણ નિર્ધનાવસ્થાને લીધે લોભી સંબંધીઓના સમુહમાં રહેવાની વિટંબના, અને અન્ય કેટલીક વિપતિઓએ મ્હને ઘેરો ઘાલ્યા હતો."

"કુદરતે કૃપા કરી મને મૂળથીજ એવી અજાયબ પરિક્ષા શક્તિ બક્ષી છે કે જે વડે આવા વિકટ સમયોમાં મ્હારા શુભેચ્છકોને હું ઓળખી શક્યો છું." સંપૂર્ણ ગુજરાતી અને વ્યવહાર ઇંગ્રેજી શિક્ષણ લીધા પછી કુટુંબ ગુજરા-નને માટે સાધારણ નોકરી લેવાની જરૂર પડી."

"મ્હારૂં જીવન હું મુશીબતે નિભાવે જતો હતો એટલે કે ટુંકો પગાર એ તેની વિશેષ વિટંબના હતી; ત્હેવામાં મ્હને "વિર્યસ્રાવ" નો રોગ લાગુ પડયો."

"કેટલીક વખત દિવસે જેની પ્રતિ કટાક્ષ નજરથી જોવાયું હોય અથવા વાર્તાલાપ થયો હોય તે સ્રીને સ્વપ્નમાં સ્નેહાલીંગન દેતાંજ "વિર્યસ્રાવ" થઇ જતો."

"કેટલીક વખત ઉંટ, ઘોડો કે સાઇકલ ઇત્યાદી વાહન

---

પર બેસી તેને ચલાવવા જતાં ઉતાવળે ચાલવાથી હું બીતો અને વિર્યસ્ત્રાવ થઇ જતો."

ઘણાક પ્રકારોમાં આ બે પ્રકારો મૂખ્ય છે. વિર્યસ્ત્રાવ થતો કે તુરતજ ઘણી વખત સ્વપ્નામાંથી હું જાગી જતો ને ઘણીક વખત સ્હવારે વસ્ત્રમાં જોવાથીજ જાણુતો.

આટલા ઉદ્‌ગારો ક્હાડયા પછી યુવક દિનમુખમુદ્રા વડે બોલતો જણાયો કે આ દર્દની દવા માટે હું ઘણાક વર્ત્તમાનપત્રોમાં જાહેર ખબરો વાંચતો; પણ તેમાં કેટલીક કિંમતમાં ભારે જણાતી હતી કે જે નિર્ધનાવસ્થાને લીધે હું ખરીદી શકતો નહિ; છેવટે એક બે પ્રતીષ્ઠિત વૈદરાજોની સલાહ લેઇ તેઓની દવા વાપરવા ઉશ્કેરાયો અને કેટલાક નાણાંનો પણ ભોગ આપ્યો, પરંતુ ત્હેમાં પણ ફતેહ પામ્યો નહિ.

આખરે નિરાશ થઇ બેઠો, એટલામાં હું એક એવા આવેશ પર આવી પહોંચ્યો કે કોઇ યોગી મહાત્માનો આશરો લીધા શિવાય દર્દથી વિમુક્ત થવાશે નહિ ને તેથી આ અસાધ્ય દરદને માટે આશરો લેવા પરમ દિવસે હું ઘેરથી છાનોમાનો નાશી નિકળ્યો.

અજાણે રસ્તે ઘણાં ઉપવનો રખડયો ને ક્ષુધા તૃષાનાં સંકટો વેઠતો કાલે સાંજે આ ગુહામાં આવી પહોંચ્યો; ને આજ રાત્રી ઝરા તટે ગુજારી.

જે દરદને માટે હું દુ:ખી છું તેજ ફરી આજની રાત્રીએ સ્વપ્નાવસ્થામાં પણ અનુભવ્યું.

એટલું બોલી વધારામાં શાન્તિપ્રસાદ બોલ્યો કે મહાત્મને ! આ દરદ ગુપ્ત છે ને તેથી યુવકો ત્હેની હકીકત પુરી પાડતાં આંચકો ખાય છે, પણ મ્હને આપશ્રીનાં દર્શન

વતીજ કંઇ એમ લાગવા માંડયું કે અવશ્યે અહીં આ-વવા પછી મને કંઇ સંતાપ નહિ રહે ! ને તેથીજ મ્હારૂં પૂર્ણ વૃતાન્ત આપશ્રીને કહેવા હિંમત ધરી શકયો છું.

એટલું બોલી તુર્તજ યુવક મહાત્માશ્રીના ચર્ણાર્વિંદમાં નમી વારે ને વારે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવાં લાગ્યો.

મહાત્માએ ત્હેના માથા પર હાથ મૂકયો, ને આશ્વાસન આપી કહેવા લાગ્યાં, તું નિડર રહે. તારા સદ્ભાગ્યેજ તું અહીં આવી શકયો છે; ને જરૂર થોડી મુદતમાં નિરોગી થઇશ.

## પ્રકરણ ૫ મું.



### સ્ખલિત પદાર્થની કિંમત.

મનુષ્યના ચ્હેરાને ભવ્ય તથા ભરાવદાર દેખાડનાર, વાક્શક્તિને સંતુષ્ટ રાખી પૂર્ણ આરોગ્યવાન રાખનાર ને ટુંકાણમાં કહીએ તો પુરૂષને ખરો મર્દ હોવાનું જાહેર કરનાર જો કોઇ પદાર્થ હોય તો તે વિર્ય છે. એ શબ્દો વડે મહાત્માએ વાર્તાલાપ શરૂ કર્યો.

આ અમુલ્ય પદાર્થની કિંમત સમજવા સારૂ કહેવાની જરૂર પડે છે કે આજે આપણે જે ખોરાક ખાઇએ છીએ તેનો રસ થવાને એક દિવસ લાગે છે. આ રસમાંથી પાંચ દિવસે લોહી થાય છે. લોહીમાંથી પાંચ દિવસે માંસ થાય છે. માંસમાંથી પાંચ દિવસે મેદ થાય છે. મેદમાંથી પાંચ દિવસે હાડકાં થાય છે અને તેમાંથી પાંચ દિવસે મજ્જા ઉત્પન્ન થાય છે. અને મજ્જામાંથી પાંચ દિવસે શુદ્ધ વિર્ય ઉત્પન્ન

થાય છે. એટલે હવે તમને સમજાયુંજ હશે કે આપણે આજે જે ખોરાક લઇએ છીએ તેનું વીર્ય બનવાને એક મહિનોને નવ ઘડી જેટલી લાંબી મુદત લાગે છે ને તે ઘણા આહારના પ્રમાણમાં માત્ર જુજજ બને છે.

" વળી સમજવું કે એક ટીપું વીર્ય નકામું ગયું તે સાઠ ટીપાં લોહીની બરાબર હતું ને તેજ વીર્ય કે જે અઢી રૂપિયા ભાર થાય તે બનવાને બે મણ ખોરાક ખાધેલો હોય છે. ત્હેને એક વખતના સ્ખલનમાં નકામું કહાડનાર બે મણ આહારનો દુરૂપયોગ કરેલો જાહેર કરે છે. આપણે એમ ધારીએ કે એક પુરૂષ હરરોજ અશેર ખોરાક ખાય તો બે મણ અનાજ ખાવાને તેને ચાલીસ દિવસ લાગે છે અને તેમાંથી માત્ર અઢી રૂપિયા ભારજ વિર્ય ઉત્પન્ન થાય છે. એટલે સમજાયુંજ હશે કે અઢી રૂપિયાભાર વિર્ય ઉત્પન્ન થવાને બે મણ અનાજ ખાતાં ચાલીસ દિવસ લાગે છે માટે તે તેટલી મુદતે તૈયાર થાય છે હવે કદાચ એમ બને કે ચાલીસ દિવસે એકજવાર વિર્યસ્ત્રાવ થાય તો તો બરાબર સમ રહેવા પ્રસંગ આવે કારણકે તેટલે દિવસે તેની જગાએ તેટલુંજ બીજું તૈયાર થાય છે પરંતુ તે અગાઉ જેટલા વિર્યસ્ત્રાવ થાય તેટલું પોતાનેજ નુકશાન થાય છે. આ બાબતોને ખુલાસાથી સમજવા સારૂ સ્ત્રીઓને માસિક ઋતુ-સ્ત્રાવ આવે છે તે સર્વ કોઈની ધ્યાનમાં હશેજ."

દિર્ઘ જીંદગીનો ઘણો આધાર આ વીર્યનો સંગ્રહ કરવામાં સમાયલો છે એમ કહેવાને કોઇ પણ બાબત હરકત લાવતી નથી, જેણે ત્હેનો સંગ્રહ કર્યો છે તેણે દિર્ઘાયુષ ભોગવ્યાના પૌરાણીક દાખલા મોજુદ છે, અગાઉના આદિત્ય બ્રહ્મચારીઓ અડતાલીસ વર્ષની ઉમર સુધી અખંડ બ્રહ્મચર્ય પાળતા ને ત્હેનાજ પ્રતાપે ત્હેમની

આયુષ્ય મર્યાદા ઓછામાં ઓછી અરસેં વર્ષની ગણાતી, તેમજ છત્રીસ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળનાર રૂદ્ર નામના બ્રહ્મચારીઓની બસેં વર્ષની ઓછામાં ઓછી આયુષ્ય મર્યાદા ગણાતી; છેવટે કનિષ્ટ એટલે હલકું બ્રહ્મચર્ય પચીસ વર્ષ પાળવામાં આવતું તે પ્રમાણે પાળનાર વસુ બ્રહ્મચારીના નામે ઓળખાતા ને ત્હેની સો વર્ષની આયુષ્ય મર્યાદા ગણાતી.

ભીમ અને હનુમાન જેવા પ્રૌઢ પ્રતાપી થવું અને સેન્ડો તથા રે. મમુર્તિ જેવા વિજયી થવુ એ બ્રહ્મચારી ધારે તો ત્હેને મુશ્કેલ નથી.

બંધુને વીર કહેવામાં આવે છે ને હિંમતવાનને વીર કહેવાય છે વીર શબ્દ વીર્ય ઉપરથી થયો છે; જે વિર્યવાન હોય નહિ તે વીર કહેવાયજ નહિ। ને વીરનર નહિ તે પુરૂષ કહેવાયજ નહિ કારણકે ખરૂં પૌરૂષત્વ અથવા વિરતા તે તેણે મેળવી સંગ્રહી નથી। તેથી શક્તિહિન પુરૂષ નપુંસક ગણાય ને એવા માણસો જન શ્રેયાર્થે કંઇ પણ કરી શકવાના નથી પણ ઉલટું દેશને બોજારૂપ થઇ પડે છે. ત્હેમને તો લાઇકરગસના મત પ્રમાણે રોક નામની ગુફાનાંજ દર્શન કરાવવાં જોઇએ.

આપણાજ શાસ્ત્ર કર્તાઓની અમુલ્ય લેખની વડે શાણગારાયલી કિંમતી ફરજોને અદા કરવામાં આપણે ઘણું દુર્લક્ષ આપીએ છીએ તેજ પાશ્ચિમાત્ય પ્રજા પ્રેમથી ચાહે છે અને દિર્ઘ બ્રહ્મચર્ય પાળી વીરનરો નિવડે છે એ અમેરિકામાં એક લાખ કરતાં ઘણા વધારે કુંવારા પુરૂષો અને સ્ત્રીઓ પણ પુષ્કળ કુંવારી છે એ આંકડાથી જણાઇ આવ્યું છે.

આ પરથી ત્હમે એમ ન સમજતા કે આટલા બધા બ-

જવાન થઇ શું ભીમની પેઠે યુદ્ધમાં ઉતરી આપણે યુદ્ધો કરવાં છે ! ના. નહિજ !

આપણી કૃપાળુ બ્રીટીશ સરકારના ન્યાયી રાજ્યમાં આપણે કોઇ દિવસ એવો પ્રસંગ તો આવવાનોજ નથી; ને એવું અઘટીત કૃત્ય કરવાને આપણે જરૂર પણ નથી; પરંતુ નવીન હુન્નર ઉદ્યોગો ખીલવવાને આપણા મગજને વધારે તર્ક શક્તિ ખીલવી શકે ત્હેવું બનાવવું જોઇએ અને દેટલાજ માટે સારી મગજ શક્તિની આપણે વધારે જરૂર છે. અને દિર્ઘ જીવન ભોગવી સત્કાર્યોમાં વૃદ્ધિ કરવા માટેજ તેના મુખ્ય આધાર રૂપ 'બ્રહ્મચર્ય'નું યોગ્ય સેવન કરવાની આપણે ઇચ્છા રાખવીજ જોઇએ.

મહાત્મા આગળ બોલવા જતા હતા, પણ વચ્ચેજ શાન્તિપ્રસાદ બોલી ઉઠયો. મહાત્મને ! વચ્ચે કહેવાનો મ્હને હક નથી પરંતુ કહેવાની જરૂર પડેછે કે આ પૈકીનું કંઇક મ્હારા લક્ષમાં છે; ને ત્હેની કેટલીક યોગ્યતા હું સમજુછું, ને ત્હેનો સંચય કરવા ખરા જીગરથી ચાહું છું પણ—

એ કરતાં કંઇક વધારે શાન્તિપ્રસાદ બોલવા જતો હતો, પણ વચ્ચેજ મહાત્માએ તેને ખાળ્યો. અને કહ્યું ત્હમે જે કહેવા ધારો છો, તે હું સારી રીતે સમજુછું; પણ ત્હમને કહેવાની હકીકતના ઉપોદ્ઘાત રૂપે આટલું કહેવાની જરૂર છે કે સમયના પ્રમાણમાં પ્રત્યેક પુરૂષે ઓછામાં ઓછું વીશ વર્ષ તો અવશ્ય બ્રહ્મચર્ય પાળવુંજ જોઇએ. ને તેમ કરવું એ પુરૂષ ધારે તો ત્હેને કંઇ મુશ્કેલ નથી; તે સંબંધમાં આપણે આગળ કહીશું.

ત્હમારી બીજી શંકા એ છે કે સ્વપ્નમાં વિર્યઆવ થવો એ આડકતરી રીતે બ્રહ્મચર્યનો ભંગ થવા સરખું છે;

પણ તે હમારાથી રોકી શકાતું નથી, ને હેનાજ ઉપા-
યની શોધમાં હમારૂં અહીં આવવું થયું છે.

હવે તે સંબંધમાંજ આપણે બોલવું શરૂ કરીશું.

---

મે૦ પબ્લિક ઇન્સ્ટ્રક્શનના ડિરેક્ટર સાહેબે મુંબઇ ઇલાકામાં
ગુ૦ કન્યાશાળાઓમાં ઇનામ માટે મંજુર કરેલું; તથા
શ્રીમન્ત વડોદરા સરકારે શાળા લાયબ્રેરી તથા શાળા-
ઓમાં ઇનામ ખાતે મંજુર કરેલું:--

# સૌભાગ્ય સંગીત સંગ્રહ.

નીતિ સંગીત વાંચીને, સ્ત્રી મન નિર્મળ થાય.
બુદ્ધિ વિકાસ બ્હોળો થઈ, કુટુમ્બ કલહ સૌ જાય:

સ્ત્રીઓનું ઘરકામ જેમ તેમ ઝટ આટોપી દઇ આ-
ડોશી પાડોશીની નવરી સ્ત્રીઓમાં મળી જઇ પરાઇ નિન્દા
કે ખાર કરવામાં ભળી જવાથી કલ્યાણ થતું નથી. પણ
ચિત્તશુદ્ધિ થવા તથા મનમાં વિક્ષેપનો નાશ થવા સુવિચા-
રોમાં નીતિમય ગીતોનું મનન થાય તો એથી કલ્યાણ થાય
છે. જગતના આધારભૂત સૃષ્ટિના સૌન્દર્યરૂપ, મનુષ્યરૂપી અ-
મૂલ્ય રત્નની ઉત્પત્તિ સ્થાનરૂપ તથા ઘરના ભૂષણરૂપ ગણા-
તી સ્ત્રી નિરંતર જો સુવિચારોનું સેવન કરે તો ગૃહમન્દિર
સર્વોત્તમ સુખનું સ્થાન થઇ પડે તેમાં આશ્ચર્ય શું! બા-
લા-યુવતિ-પ્રૌઢા વિગેરે દરેક ઉમ્મરની સ્ત્રીઓને ગમ્મત
સાથે જ્ઞાન મળે એવા હેતુથી આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં
આવ્યું છે. જેઓને પોતાના કર્ત્તવ્ય જાણવાની ખરી ઇ-
ચ્છા છે એવી સ્ત્રીઓને અવકાશને વખતે તથા વ્રત-ઉપ-
વાસ જાગરણ વગેરે તેહેવારોના દિવસોમાં આ "સૌભાગ્ય
સંગીત સંગ્રહ" પુસ્તક વાંચી તેના રહસ્યનું મનન કરવું
જોઇએ. (૧) નીતિ (૨) સાસરે જતીને શીખામણ. (૩)
પતિપ્રેમ; પતિવ્રત (૪) સુખ દુઃખ (૫) વિવિધ-આવો રીતે
પાંચ ભાગમાં પણ એકજ પુસ્તક રૂપે છપાવેલ છે કિંમત
આના બાર, પોષ્ટેજ જુદું. [બીજી આવૃતિ.]

નટવરલાલ કનૈયાલાલ ટાઇપિસ્ટ,—જુનાગઢ.

# પ્રકરણ ૬ ઠું.

## સ્વપ્ન વિચાર.

મહાત્માએ બોલવું ચાલુ રાખ્યું.

વિર્યસ્ત્રાવ (ધાતુ ક્ષય) બે પ્રકારે થાય છે. ૧ સ્વપ્નમાં ને ૨ જાગૃતાવસ્થામાં પેસાબ કરવા અગાઉ કે પછી. આ બે મુખ્ય પ્રકાર છે. તે પૈકી પહેલાના ઉપાય તરીકે આપણે વિચાર કરીશું. તેજ ઇલાજો બીજા પ્રકારને શાન્ત કરવાને ઉપયોગી નિવડે છે, અને ઘણું કરી તેના કારણો પણ પહેલા પ્રકાર જેવાંજ હોય છે.

સ્વપ્નમાં વિર્યસ્ત્રાવ ઘણીક પ્રકારે થાય છે હેમાં બે બાબતો હમે કહી ગયા છો તે એકે ૧. હમારી કામીવૃત્તિને લીધે કોઇ પણ દિવસ મનમાં લાવેલી કોઇ પણ સ્ત્રી સાથે તમે વિષયવાસના ભોગવવાનો વિચારજ કરો છો, ભોગવો છો, કે ભોગવશો તે ટાઇમે હમને વિર્યસ્ત્રાવ થાય છે.

૨. હમે ઘોડા, ઉંટ, સાઇકલ, કે મોટર જેવા વાહનપર બેઠા છો. ને તે ઉતાવળે ચાલતાં હમને પડી જવાનો ભય લાગે છે કે તુર્ત્ત વિર્યસ્ત્રાવ થાય છે. આ બે બાબતો હમે જણાવી ગયા છો. હેમાં વધારા તરીકે કહીશ કે જાગૃતાવસ્થામાં પણ જે વડે હમે ડરાઓ એટલે હ્રદયને વા પેઢુના ભાગને ગતી આપે એવી સ્થિતિમાં આવવાને કારણરૂપ બનો છો તો તુર્ત્ત વિર્યસ્ત્રાવ થાય છે.

સ્વપ્નમાં થતા વિર્યસ્ત્રાવના કારણો પૈકી આપણે પહેલી

બાબત ઉપર વિચાર કરીએ. જો કદી વિષયીક વૃત્તિઓને ત્હમારા હૃદયમાં સ્થાન આપવામાં આવતું નહિ હોય તો કદી પણ વિર્યં આવનું દુઃખદ પરિણામ નિપજેજ નહિ. એટલે કે તે નિપજાવનાર વિષયીક સ્વપ્ન ત્હમને આવેજ નહિ.

જાગૃતાવસ્થામાં જે બાબતપર માણસનો વિચાર સરખો પણ જઇ શકતો નથી; તે બાબતનું સ્વપ્ન ત્હેને કોઇ કાળે આવતુંજ નથી. દિવસે કરેલા વિચારનો કંઇક અંશ સ્મરણમાં રહી રાત્રે ત્હેનો વિસ્તાર અનુભવાય તેજ સ્વપ્ન !

ત્હમે પોતે પણ યાદ કરો કે ઝરા તટે આવેલું સ્વપ્ન જે બાબતો ત્હમારી આગળ ધરી ગયું તે શું ત્હમે જાગૃતાવસ્થામાં નહોતા અનુભવતા ?

શાન્તિપ્રસાદે આશ્ચર્યતા સાથે ઉત્તર વાળ્યો. જી, હા ! અનુભવતોજ હતો.

મહાત્માએ આગળ ચલાવ્યું. સ્વપ્ન એ બાબત નહિ જેવી છે, પરંતુ વિદ્વાનોને તેમાંથી ઘણું શિખવાનું મળે છે. થોડા જીવનમાં ઘણી સૃષ્ટિઓનો અનુભવ લેઇ શકાય છે અને બાલામન કયા કયા પ્રકારોમાં અપ્રશંશનિય છે તે સ્પષ્ટ ઓળખવાનું બની શકે છે. જાગૃતાવસ્થામાં તે અનુભવતાં ઘણો સમય વ્યતિત થાય છે અને બહુ દુઃખો સહેવાં પડે છે. તેટલું દુઃખ અને સમયનો ભોગ સ્વપ્નમાં સ્હેવો પડતો નથી.

" વિષયીને સ્વપ્નઃ ઘણું જાણવાનું આગળ ધરે છે. તેમાં તે ખુલ્લું બતાવી આપે છે કે હે મૂર્ખ ! જેને માટે તું ઇચ્છા કરતો હતો તેજ ત્હને મળ્યું છે અને હવે સંભોગ

કરવાની કોશીષો અને કાર્ય સંબંધી ત્હારા વિચારો ત્હને જેટલો દોડાવે તેટલો દોડી ઉપયોગ કર. આ'માં જાગૃતાવસ્થા જેટલો ભય નથી. અથવા તો જે ભય સ્હેવો પડે તે પણ લાવી બતાવે છે. જાગૃાવસ્થામાં જે કાર્યો કરવાથી આબરૂને વાંધો આવી પડે ત્હેવા હેવાલો પણ બતાવી શિખામણ આપે છે કે જો તું જાગૃતાવસ્થામાં ધ-ચ્ચિત્ કાર્યો કરે તો ત્હને આટલું બધું નુકશાન છે; કે જે આજ સુધી તેં જાણ્યુંજ નહતું." " " માં બતાવેલા શબ્દોનું ફરી મનન કર અને ગુઢાર્થને ત્હારા હૃદય સાથે વિચાર. સ્પષ્ટ જણાઇ આવશે કે વિષયી પુરૂષોના સુખો પણ સ્વપ્ન જેવાં ક્ષણિકજ છે. જાગૃતાવસ્થામાં જે બાબતો ઉપર માણુસનો વિચાર નજ થઇ શકે તે બાબતનું સ્વપ્ન ત્હેને કોઇ કાળે આવેજ નહિ, તે માટે આપણે વિચારીએ:—

કદી માંસ જેણે નજરે પણ જોયું નથી એ'વા હિન્દુએ સ્વપ્નમાં માંસાહાર કર્યાનું ક્યાંઇ પણ સાંભળ્યું છે ?

ત્હમારા નજીકનાં સગા પૈકી કોઇ પણ સ્ત્રી કે જાગૃતાવસ્થામાં જેના પ્રતી ત્હમારાથી કાંઇ પણ બીભત્સ વર્તન થાયજ નહિ ત્હેના સાથે કદી સ્વપ્નમાં કામી વૃત્તિઓનો અનુભવ કરવાને ત્હમે ઉશ્કેરાયા હોવ એવું કદી પણ જણાયું છે ?

સ્વપ્નામાં આખો સમુદ્ર ઓળંગી ગયા હોય એ'વું સ્વપ્ન કોઇને પણ કોઇ કાળે આવ્યું છે ?

અતિશય ખાવાથી ત્હમને ચાલવું પણ મુશ્કેલ થઇ પડતું હોય ત્હેવું સ્વપ્ન કોઇપણ દિવસ આવ્યું છે ?

આખી રેલવે ગાડી ત્હમે એક હાથે ખેંચી ગયા હોવ ત્હેવું સ્વપ્ન કદી કોઇ કાળે આવ્યું છે ?

પૃથ્વી અને આકાશની મધ્યમાં કોઇ પણ આધાર વિના ખુરશી ટેકાવીને ત્હેમાં બેઠા હોવ એવું સ્વપ્ન ત્હમને કોઇ કાળે આવ્યું છે?

ઉપરના પ્રશ્નોના ઉત્તરમાં શાન્તિપ્રસાદે ઉત્તર વાળ્યો. ના.

મહાત્મા બોલ્યા જ્યારે ત્હમે ત્હેના ઉત્તરમાં નાજ કહો છો ત્યારે ખુલ્લું જણાઇ આવે છે કે જાગૃતાવસ્થામાં જે બાબત ઉપર માણસનો વિચાર સરખો જઇ શકતો નથી તે બાબતનું દુ:ખદ સ્વપ્ન કોઇ કાળે આવતુંજ નથી.

"કદી ત્હેવું સ્વપ્ન આવ્યાનો કોઇ દાવો કરતો હોય તેણે પોતાનું પૂર્વ વૃતાન્ત યાદ કરવું તે બાબત ઉપર તેણે કંઇએ આશા બતાવી હોય છે તોજ ત્હેને ત્હેવું સ્વપ્ન આવે છે." "અમારી સાથે પત્રવ્યવહાર ચલાવી આ દરદમાંથી મુક્ત થયલા દરદી પૈકી એકને માંસાહાર કર્યાનું અને એકને ઇચ્છા ન જઇ શકે ત્હેવી રીતનો વિષય ભોગ કર્યાનું સ્વપ્ન આવ્યું હતું અને તે ત્હેમને યાદ નહિ હોવાથી પૂર્વે ત્હેમણે ત્હેવો વિચાર કે ઇચ્છા કરીજ નહતી એમ કહેતા હતા, પરંતુ પાછળથી ત્હેમની આન્તરીક તપાસ કરાવી અમે તેમણે કરેલી ઇચ્છાઓ કબુલ કરાવી હતી." લેખક.



૩૩ ૧/૪ ટકા વૉર ફંડમાં આપવા ઠરાવ કરેલો છે.
એક પંથ દો કાજ તુરતજ ખરીદો છો.
૪૫ ફોટાનો સંગ્રહ અને ૧૮ પ્રકરણોમાં

# યુરોપની ભયંકર લડાઇ (પુર્વાર્ધ)

## (બ્રિટિશ રાજ્ય પ્રત્યે વફાદારી.)

## જે. એમ. પંડયા.

હાલમાં યુરોપમાં ભયંકર લડાઇ ચાલુ છે. તેની સંપૂર્ણ અને શરૂઆતથી હકીકત જાણવાને કોણ ઇન્તેજાર નહીં હોય ? વર્તમાન પેપરોમાં જે હકીકત આવે છે તે છુટક છુટક અને અમુક વખતનીજ હોય છે જેથી કરીને તેવા વાંચનારને પાછળનો સંબંધ સમજાતો નથી. આ ઉપરથી યુદ્ધની શરૂઆતથી સંપુર્ણ માહીતીની બુક ગુજરાતીમાં બહાર પાડેલી છે કે જેથી વાંચનાર જાણે લડાઇના મેદાનમાં ઉભો રહીનેજ જોતો હોય એવો ખ્યાલ થાય છે. " આ બુકમાં લડાઇના બાહારના અને આન્તરીક કારણો દર્શાવવામાં આવ્યાં છે. વળી જુદા જુદા લડાઇમાં ભાગ લેતા રાજાઓના રાજનીતિ તથા કારકદો, હારપીડાના ફોટાઓ ૨૨ આપેલા છે. સિવાય યુરોપ ખંડના નકશા બે રંગીન સાથે આપવામાં આવેલા છે. તાત્પર્યમાં લડાઇનો પુર્વનો સંબંધ સાથે સંપુર્ણ હકીકત સાંકળની કડી માફક ગુંથેલી છે. જેથી વાંચનારને લડાઇની હકીકત જાણવાને ઘણુંજ ઉપયોગી છે. બુક ૨૫૦ પાનાની છે. કીંમત ૦-૧૨-૦. ટપાલ ખરચ સાથે વી. પી. થી ૧૪ આના.

ઠા. મનજી પરમાનંદ બુકસેલર
કાલબાદેવીરોડ મુંબઇ નં. ૨.

# પ્રકરણ ૭ મું.

## ઉત્પત્તિ સ્થાન.

મહાત્માએ આગળ બોલવું શરૂ કર્યું; અને શાન્તિપ્રસાદ એક ચિત્તે સાંભળવા લાગ્યો.

આપણા શાસ્ત્રવેત્તાઓ પાપ ત્રણ પ્રકારનાં ઓળખાવે છે, ને જે બાબત નુકશાનકર્ત્તા હોય ત્હેને પાપને નામે ઠરાવે છે. ત્હેમાં આ ત્રણ મુખ્ય છે. ૧. કાયીક. ૨. વાચીક, ૩. માનસીક. કાયીક જેને કહેવામાં આવે છે તે કાયા [ શરીર ] વડે થાય છે. જીવ હિંસા કરવી વ૦ વાણી વડે બોલવાથી જે પાપ થાય છે તે વાચીક પાપના નામે ઓળખાય છે. જુઠું બોલી ખોટી શાક્ષી પુરવી વ૦ અને માત્ર મનમાં દુષ્ટ વિચાર કરવાથી જે પાપ થાય છે તે માનસિક પાપ કહેવાય છે.

આ ત્રણ પેકી એક પણ પ્રકારના પાપ કરનારને કુદરત શિક્ષા કરે એ દેખીતું છે; અને તે જુદા જુદા પ્રકારે હોઈ શકે છે. આ'માં વિર્યસ્ત્રાવનો દરદી ત્રીજા પ્રકારના પાપનો કર્ત્તા છે. તે આગળના લખાણથી સિદ્ધ થઇ ચુક્યું છે. ત્હેના ગુન્હાની શિક્ષા તરીકે કુદરત ત્હેને વિર્યસ્ત્રાવ કરે છે.

જે માર્ગે લુંટારા મળ્યા હોય અને લુંટાવાનો અનુભવ થયો હોય તે રસ્તે જવાને ત્હમારૂં મન કદી કબુલ કરશેજ નહિ. ત્હેમ વિષયીક રસ્તે નહિ દોરાવાની સૂચના તરીકે કુદરત વિર્યસ્ત્રાવના દરદ રૂપી લુંટારા મોકલી ત્હમને સૂચના કરે છે કે તે રસ્તે જવામાં ત્હમને કંઇ પણ ફાયદો

નથી; ને ઉલટું નુકશાન તો છેજ ! સાથે એ પણ ખુલ્લું ધ્યાણી આપે છે કે પરસ્ત્રી પ્રતી મોહક વૃત્તિથી જોનાર ! તું જરા આંખ ઉધાડી જો કે આજે વિર્યસ્ત્રાવમાં જે તને મેરફાયદો જણાયો તેજ તે કાર્યાનુભવનું પરિણામ છે અન્ય કોઈજ નથી ! ચારેગમથી નુકશાન તો છેજ ! ફાયદો તો કંઇજ નથી ?

પણ અજીર્ણાંશનો દરદી દુઃખદ સ્થિતિ વેળાએ તો "હવે હું કદી પણ એવો ખોરાક નહિ ખાઉં કે જેથી હાલના જેવી મ્હારી હાલત થાય !" એ વાકય સંપૂર્ણાંશે અસરકારક શબ્દોમાં વારેને વારે ઉચ્ચારે છે. પણ તે દરદથી વિમુક્ત થયા કેડે જ્યહારે તે જમવા બેસે છે. ત્યહારે પેલી દુખદ સ્થિતિનું ભાન ત્હેને જરાએ રહેતું નથી; ને ફરી પણ અજીર્ણાંશનો અનુભવ કરવા જેટલો ખોરાક ખાઇ બેસે છે. ત્હેમ વિર્યસ્ત્રાવનો દરદી પણ ખુલ્લું પોકારે છે કે જે પ્રતી મોહક વૃત્તિઓ રાખવાથી જે આ દુષ્ટ પરિણામ નિપજ્યું ત્હેને માટે હું ઘણો પસ્તાવો કરૂં છું, ને હવે પછી ત્હેવા વિચારો કરતાં મ્હારા મનને હું રોકીશ, પરંતુઃ—

भोजनान्ते श्मशान्ते च मैथुनान्ते चयामतिः ।
सामतिः सर्वज्ञ चेत्स्यान्नरो नारायणो भवेत् ॥

અર્થ—ભોજન સ્મશાન અને મૈથુનના અંતે જે મતી ઉત્પન્ન થાય છે, તે મતી જો સદાકાળ ટકતી હોત તો મનુષ્ય પરમાત્મા થઇ જાત—" પણ તેમ બનતુંજ નથી."

કામ કદી શાંત થતો નથી, ને ઉપરોક્ત સુત્રાનુસાર જ્યહારે તે સ્થિતિ ભુલી જવાય છે; ત્યહારે પાછા દુષ્ટ

વિચારોનું સેવન કરી નર પોતાની જાતેજ વિર્યસ્ત્રાવને આમંત્રણ કરે છે.

ત્હમારા દુષ્ટ વિચારોનું ઉત્પત્તિસ્થાન ત્હમારો પ્રથમ સ્હેવાસજ છે. આ સ્હેવાસ બે પ્રકારે હોઇ શકે ૧ ત્હમારા મિત્રો કામી વૃત્તિના ભંડારજ હોય છે, તથા ત્હમને સ્ત્રીઓના સ્હેવાસમાં રહેવાનું અને મશ્કરી ઠઠ્ઠા કરવાનું વધારે પસંદ પડે છે. તે અને ૨ ત્હમે જે ગ્રંથો વાંચો છો તે વિષયીક લાગણી પ્રદીપ્ત કરે ત્હેવા લખાણવાળા અને શૃંગારીક બાબતોને ઉત્તેજીત કરેલા હોય છે.

---

## પ્રકરણ ૮ મું.



### ઉપચાર નિધી.

—o—

આગળ કહેલી બાબતો ઉપરાંત બીજી કેટલીક અગત્યની બાબતો ખાનપાન અને રહેણી કરણી સંબંધમાં હરકતકર્તા છે તે હવે જણાવવામાં આવે છે. મહાત્માએ બોધ ચાલુ રાખ્યો.

જે ચીજ પકવવાથી થયલી ગરમ નહિ પણ સ્વભાવેજ ગરમ છે તેનો અને તીખી ચીજોનો ઉપયોગ વિર્યસ્ત્રાવના દરદીએ જેમ બને તેમ ઘણો ઓછો કરવો.

જે ખોરાક પચવામાં ભારે ગણાયછે તેનો સમય અને સ્થિતિ વિચારી વિર્યસ્ત્રાવના દરદીએ ઉપયોગ કરતાં શિખવું એટલે કે જેણે ખેડુતના જેવી અંગમહેનત કરવી પડતી નથી અને માત્ર લખવાનો કે કંઇ એવોજ બેસી રહેવાનો ધંધો હોય તેણે રાત્રી ઉપર તો તેવો ખોરાક

બીલકુલ ખાવોજ નહિ. ખાવો પડે તો દિવસમાં એકજ વખત લેવો આવા પદાર્થોમાં દુધ, બીજ્ઞામો, અડદ, ઘી, માવો, ઘી વડે પકવેલા પદાર્થો, દુધપાક અને બાસુદી વગેરેનો સમાવેશ થાય છે.

બનતા સુધી આવા દરદીઓએ તો દિવસમાં એકજ વખત જમવું જોઈએ અગાઉના ઋષિપુત્રો એકજ વખત ફળાહાર કરતા તો આપણે તેમનાજ વંશજો છીએ અને એકાહારી થવાની ટેવ પાડીશું તો કંઇ મરી જવાના નથી. કહેવત છે કે:—"એકાહારી સદા બ્રહ્મચારી." એના પ્રત્યેક સ્ફૂરણોને વિચારો અને નક્કી સમજો કે:—"જીવવાને માટે ખાવું જોઇએ પણ ખાવાને માટે જીવવાનું નથી." એ સુત્ર આપણને એજ બતાવે છે કે વધારે ખાવાથી માણસ હ્રષ્ટપુષ્ટ થતો નથી પણ વધારે ખાધેલું પચાવી શકનારજ એટલે કસરત મેળવી તેનું લોહી થવાને રસ્તે પાડનારેજ વધારે ખોરાક ખાવો જોઇએ. બીજાઓએ અને આવા દરદીઓએ તો એકાહારી થવુંજ અમને વધારે લાભદાયી લાગે છે અને તે દિવસના મધ્ય ભાગમાં માત્ર આત્મતૃપ્ત જેટલુંજ જમવું જોઇએ વધારે કચરીને ખાવાથી પણ ગેરફાયદો થાય છે.

એકજ ચીજ કે જે દરરોજ આપણી સમીપજ રહેતી હોય તે કદાચ ઘણી કિંમતી હોય તો પણ તે જેટલી કિંમતી હોય છે તેટલા પ્રમાણમાં આપણને સમજાતી નથી એ વાતનો પુરાવો આપવાને સુપ્રસિદ્ધ નર લાઇ કરગસનું દ્રષ્ટાંત લેઇએ. તે સ્પાર્ટાનો રાજા હતો અને કંઇ અકસ્માતીક પ્રસંગે તે રાજ્ય છોડી છેક ગ્રીસની નજીકના પ્રદેશ તરફ ચાલી નીકળ્યો હતો, એવું કહેવાય છે કે ઇજીપ્ત પ્રદેશના માર્ગે ગઇને હિંદુસ્થાનમાં આવી

અહીંના ઋષિમુનીઓની પણ તેણે મુલાકાત લીધી હતી. તે જ્યારે રાજ્યકર્ત્તા તરીકે હશે ત્યારે તેના વડે ક્યાં ક્યાં કાર્યો નિર્વિઘ્ને પસાર થતાં હશે તેની સમજ તેની હાજરીમાં કોઇને પણ પડતી નથી પરંતુ જ્યારે કાર્યવાહકની ગેરહાજરી હોય છે ત્યારે તે કેવાં કાર્યો કરતો અને કેવાં વિકટ સંકટોમાંથી પસાર થઇ પાર પામી શકતો તેની સમજ ત્હેના ગયા પછી જેણે તેનું કામ બજાવવું પડયું તેને પડી અને તેથી તેઓ કે જે લાઇ-કરગસને નાશી જવાને કારણરૂપ હતા તેમણે પણ તેને ફરી શોધી કહાડવાની ફરજ પડી. તેવીજ રીતે આપણે જે પ્રસંગોને પ્રતિદિન નજરે નિહાળ્યાં કરીએ છીએ અને સાધારણ જેવા ભાસે છે તેનેજ માટે પાશ્ચિમાત્ય વિદ્વાનો પ્રયોગો કરી જેમાંથી ઘણું જાણી શકે છે. મી. હોરેસ ફ્લેચર નામના વિદ્વાને ચાવવાના સંબંધમાં એટલી બધી બારીક તપાસ કરી છે કે તેની તપાસમાંથી જડી આવેલા શબ્દોની હયાતી પહેલાં જે હશે તેને ફેરવીને સત્તાવાળા-ઓએ શોધકની યાદગીરીમાં "ચાવવું" એ શબ્દનેજ મી. હોરેસ ફ્લેચરના નામ ઉપરથી "ફ્લેચરીઝમ" નામ આપ-વામાં આવ્યું છે. તે કહે છે કે જેઓ ચાવવાની બાબતને નજીવી ગણે છે તે તેમની મ્હોટી ભુલ છે તે એટલા સુધી કહે છે કેઃ—માત્ર શારીરીકજ નહિ પરંતુ નૈતિક અને આધ્યાત્મિક આરોગ્ય માટે પણ ચાવવું એ ઘણી ઉપયોગી બાબત છે. તે કહે છે કે જેના શરીરમાં શુદ્ધ લોહી ફરતું હોય તેના મગજમાં અયોગ્ય વિચારજ ઉત્પન્ન થતો નથી કારણ કે જે ઘરને સ્વચ્છ રાખવામાં આવે છે ત્યાં સાપ અને વીંછીને રહેવાને સ્થાનજ મળતું નથી. આથી · છે કે બરાબર નહિ ચાવવાને લીધેજ શરીરમાંનું

લોહી અશુદ્ધ થાય છે, અને અશુદ્ધ લોહીવાળા માણુસનું આરોગ્ય સચવાતું નથી ને તેથીજ તે અનીતિવાન થવાનો સંભવ રહે છે.

જગતમાં લોકો આજે જે ખાય છે તેનું અર્ધ જેટલુંજ બારીક ચાવીને ખાય તો તેઓની તન્દુરસ્તી ઘણી સારી રીતે સચવાઇ રહે અને ખોરાકીનું ખર્ચ પણ ઘણું ઓછું થાય.

જમતાં વચ્ચે પાણી પીવું એ પણ એટલીજ ઉપયોગી બાબત છે. તે પણ નિરોગી રહેવાનો એક ઉપાય છે.

ત્હમારા ખોરાકને જેમ બને તેમ વધારેને વધારે ચાવીને ખાવાની ટેવ પાડો. ત્હમે વધારે ખોરાક ખાઓ છો એ ટેવ પાડનાર ત્હમારી જીભ છે ને તે પેટ ભરાતાં પણ ઘણી વખત સંતુષ્ટ થએલી નથી હોતી ને તેથીજ તે ત્હમને વ્યાધીના પંઝામાં નાખી દે છે માટે વધારે વખત ચાવવું એ ત્હેને સંતુષ્ટ કરવાનો રહેલો ઉપાય છે.

વિર્યસ્ત્રાવના દરદીએ દિવસે બીલકુલ ઉંઘવું નહિ જોઇએ; કારણુ કે ત્હેમ કરવાથી પણુ દિવસે ખાધેલો આહાર કસરત વીના બરાબર પચી શકતો નથી ને તેથી પણુ સ્ત્રાવ થવાને કારણુરૂપ મળે છે.

એ પણુ યાદ રાખવું કે એક લેખક કહે છે કે નિઃકમીને દરદો વધુ પ્રમાણુમાં થાય છે માટે બનતા સુધી કામકાજમાં સંડયા રહેવું. એટલે અન્ય દુષ્ટ વિચારોને ઉદ્દ્ભવ થવા વખતજ મળે નહિ.

કઠણુ બીછાના પરજ સુવું એ આ’વા દરદીને ખાસ ઉપયોગી ચીજ છે. ને તેને માટે જમીન કે લાકડાની પાટ પસંદ કરવી.

ચીતા સુવાની ટેવ રાખવાથી પણ ફાયદો થાય છે. જેણે ઉંધા સૂવાની ટેવ પડી હોય તેણે કેડની બે બાજુમાં લુગડાના બે ગોટા બાંધવા કે જેથી ઉંધુ સૂવાય નહિ.

વિર્યસ્ત્રાવના દરદીએ દિવસમાં બે ત્રણ વખત નહાવું જોઇએ. ને તે ઠંડા પાણીથીજ સ્નાન કરવું.

ભાંગ જેવા માદક પદાર્થો પીવા નહિ.

"એક અગત્યની બાબત એ છે કે એક હીંદી ગ્રંથકાર કહે છે વૈદક ગ્રંથકારોનો મત એ'વો છે કે જેનો સ્વભાવ ચીડીઓ એટલે તામસી પ્રકર્તીનો હોય છે તેને ધાતુ ક્ષીણતાનું દરદ અવશ્યે થાય છે. અને ક્રોધી પ્રકર્તીવાળાને આ દરદ કોઇ પણ ઉપાયે મટતું નથી. આ દરદના ભોગીએ આ'વો સ્વભાવ તુરતજ ત્યાગવાની અગત્ય છે. ને ત્હેને માટે આધ્યાત્મિક જ્ઞાનના સદ્‌ગ્રંથો વાંચવા અને સદ્‌ગુરૂનું સેવન કરવું."

શાસ્ત્રો ક્રોધી સ્વભાવને માટે જુદી જુદી ઉપમાઓ આપી પોકારી પોકારીને કહે છે કે તેનો વિદ્વાને તુર્ત્તજ ત્યાગ કરવો જોઇએ. બ્રહ્મચારીએ પાળવાના નીયમોમા એક વિદ્વાન કહે છે કે:—

**अनृतदर्षी, सत्रासमाजाथ्रागंता, अजनवाद शीलः, स्त्रीभिर्या वदर्थ संभाषि, मृदुः, शांतः, दढ घृतिः अक्रोधनः सनमूयुः, अद्विवाश्यागि, अगंधसेवी, नियभेषु तषः, सन्द्रः, कर्त्तपरयमान मनायष्यंच**

અર્થ:—નાચ તમાસા જોવા નહિ, બડબડ કરતાં શિખવું નહિ, અજ્ઞાન સમાજમાં જવું નહિ, સ્ત્રીઓ સાથે કામ જેટલુંજ બોલવું, નમ્રતાથી ચાલવું, શાન્ત થઇને આત્મ-

સંયમી થવું, બુદ્ધિ સ્થિર રાખી ક્રોધનો ત્યાગ કરવો, મત્સર કરવો નહિ, દિવસે સુવું નહિ, અત્તર ગુલાબ વગેરે સુગંધી પદાર્થ ધારણ કરવા નહિ, ઇત્યાદી નિયમ પાળવા ત્હેનું નામ તપ—જે બ્રહ્મચારી ઉપરના નીયમો નહિ પાળે તે અલ્પાયુષી થશે.

ક્રોધ એ બહુ બુરી ચીજ છે અને ત્હેને માટે વિદ્વાનો ઘણુંએ લખી ગયા છે, તે કરતાં પણ બ્રહ્મચર્યનો ભંગ કરવામાં એટલે વિર્યસ્રાવ નિપજાવવામાં તે બહુજ નુકશાન કરે છે. લેખકના સ્વાનુભવમાં છે કે એક મહાન ઉપદેશક (ધર્મગુરૂ)ને આ દર્દ હાલ છે. તપાસ કરતાં જણાયું છે કે ત્હેમની વૃત્તી દુષ્ટ નથી, પણ સ્વભાવ ઘણોજ ક્રોધી છે. તેથી તેઓ આ દરદથી પીડાય છે અને યોગ ઇત્યાદી કાર્યોમાં ફત્તેહવંત થઇ શકતા નથી.

સ્રાવ થયાની ખબર પડે કે તુર્તજ પેસાબ કરીઆવવો એટલે રહી ગયેલ ધાતુ જોરથી પેસાબ કરવાથી જતી રહે છે. તેમ ન કરવાથી ધાતુની કણી બાકી જઇ ત્હેમાંથી પ્રમેહનું દરદ થાય છે ને વધારે વિટંબના ભોગવવી પડે છે.

ઉપરોક્ત વિષયના સંબંધમાં દવા વિનાના જેટલા અખતરા જડી આવે તે ઘણા ઉપયોગી છે, ને ત્હેનાજ પ્રતાપે વિકટ દરદો નિર્મૂળ કરી શકાય છે; પરંતુ અસ્થિર મનવાળાને ઇષ્ટ સ્તુતીનાં સ્તોત્રો અને મંત્રો પાઠ કરતાં કંટાળો ઉપજે તો ત્હેવે વખતે અલ્પ મંત્રોપાસના પણ કાષ્ટમાળાની મદદવડેજ કરી શકે છે ને ત્હેની જરૂર ત્હેને એવી હોય છે કે ત્હેના વિના તે સ્મરી શકતોજ નથી. તેમ સદાકાળ જેનું હૃદય દવામાંજ ગુંથાયું છે ને જે ત્હેનાજ

પર પૂર્ણ વિશ્વાસ ધરી બેઠા છે ત્હેમને માટે વિચાર બળ દઢ થવા સાથે ત્હેના અનુપાનરૂપી દવાની પણ ખાસ જરૂર જણાય છે ને ત્હેવે પ્રસંગે ઉપયોગમાં લેવા સારૂ વિશ્વાસ પાત્ર ઉપચારો આ નીચે જણાવવામાં આવ્યા છે ત્હેનો પણ જરૂર જણાય તેણે અનુભવી વૈદની સલાહ લેઇ ઉપયોગ કરતા ચૂકવું નહિ.

દેશી રસાયણીક ઉપચારો:—

૧. ધાતુ પુષ્ટી—કૌચબીજ, શતાવરી, એખરો, બલદાણા, આસોંદ તથા અડદ એ સઘળી ચીજો સરખી લેઇ ત્હેનું ચૂર્ણ કરવું. દરરોજ સહવારે દુધ તથા સાકર સાથે ગરમ કરી પીવાથી વિર્ય વૃદ્ધિ થઇ ધાતુ વિકારના સઘળા રોગો નાશ પામે છે.

૨. ધાતુ પુષ્ટી—જવ તથા અડદનો લોટ બન્ને સરખા વજને લેવા તેમાં તવક્ષીર, વીદારીકંદ તથા મરી એ સઘળાં વસાણાં સરખા વજને લઇ વાટી ચૂર્ણ કરી તેમાં સાકર નાખી ઘીમાં પુરીઓ બનાવવી. દર રોજ સહવારે જરૂર પ્રમાણે પુરી ૨–૩ ખાઇ ઉપર દૂધ પીવું.

૩. ધાતુ પુષ્ટી—૭ પૈસાભાર મેદાને ઘીમાં ચઢવી તેમાં નવટાંક ઘી, એક રૂપિયાભાર બદામના ગોળા, એક રૂપિયાભાર પીસ્તાં, એક રૂપિયા ભાર સાકર એક રૂપિયાભાર ચારોળી, ચાર માસા ધોળી મુસળી ને ત્રણ માસા સાલમ એ સર્વેને ખાંડી ઘીમાં પલાળી દરરોજ ખાઇ; ઉપર દુધ શેર–૧ પીવું. દરરોજ કસરત કરવી. દિવસમાં એક વખત બે વાગે જમવું. તથા બ્રહ્મચર્ય પાળવું.

૪. ધાતુ પુષ્ટી—ગળો, ગોખરૂ બોડા, તથા આંબળાં એ ત્રણ વનસ્પતિ સરખા વજને લેઇ બારીક ખાંડી લુગડે

ચાળી ચૂરણ કરવું. તેમાંથી દરરોજ એક રૂપિયાભાર લઈ તે સાથે એક રૂપિયાભાર સાકર તથા બે રૂપિયાભાર ઘી સાથે ખાવું.

૫. એખરો લાવી તેના બીયાંનું બારીક ચુર્ણ કરવું. તેને ફાકી ઉપર ક્રમે ક્રમે ચઢતા પ્રમાણમાં દુધ પીવું. આથી વીર્યસ્રાવને સારો ફાયદો થાય છે.

૬. પા (૦।) શેર આંબળાં તથા પા (૦।) શેર લીંડીપીપર બે ચીજો લઈ આંબળાના રસની ભાવના આપવી. તેનું બનાવેલું ચૂર્ણ દરરોજ ૭ આની ભાર તથા સાંજે ૭ આની ભાર મધ સાથે ચાટી તે ઉપર તાજું અડધો શેર દુધ પીવું. દરદ મટતાં સુધી જારી રાખવું. એ દવા ધાતુનો જબરો વધારો કરે છે.

૭. બાવળના કુણા પરડાને સુકવી તેનું ચૂર્ણ કરવું તે એક રૂપિયાભાર લેવું, તેમાં ખાંડ, મુશળી, તથા ગોખરૂ એ દરેક બબ્બે રૂપીઆભાર નાંખી ચૂર્ણ કરવું સ્હવારે ચાર આની ભાર ચૂર્ણ અડધો શેર દુધમાં નાંખી પીવું. તથા સાંજે એમ કરવું—

દવા ખાવી તેટલા દિવસ ગરમ ખોરાક તથા તેલ ખાવાં નહિ.

૮. અજમાને ધોળી કુંગળીના રસમાં પલાળવો. તે એક રૂપિયાભાર લેઇ ત્હેમાં સાકર બે રૂપિયાભાર નાખો પીવું. એ પ્રમાણે એકવીસ દિવસ સુધી કરવાથી નપુંષકપણું મટે છે.

૯. આસન, [illegible] તજ, કૌચ [illegible] સઘળાં બરાબર વજને લઈ [illegible] ચૂર્ણ [illegible] ર્ણના બરોબર સાઠી ચોખા ખાંડાને મેળવવા. [illegible] જવાન

બકરીના દુધમાં નાખી પુડા બનાવી ગાયના ઘીમાં તળવા. આ તળેલાને કોઇ કોઇ દિવસ દુધની ખીર બનાવી તે સાથે ખાય તો સારો ગુણ કરે.

૧૦. ઘઉંનો લોટ નવટાંક લેઇ ત્હેમાં અધોળ ઘી મેળવી બાજુના ભાખરા જેટલો કઠણ બાંધવો તેને ચઢવી ખાંડી નાખવો. ત્હેમાં એક રૂપીપિયાભાર ચોપચનીનું ચૂર્ણ લુગડે ચાળેલું નાંખવું. આ સર્વમાં નવટાંક ઘી તથા નવટાંક ખાંડ મેળવવી. તેનો લાડુ બનાવી ત્રણ કલાક ઠરવા દેવો. પછી જેવી રીતે ઘોડાપર સ્વાર બેસે છે તેવી રીતે ઘરના ઉંબરા ઉપર બેસી લાડુ ખાઇ જવો.

કરી—જેટલા દિવસ આ પ્રયોગ કરવામાં આવે તેટલા દિવસ સ્ત્રી સંગ ત્યાગ કરવો. મરચુ, ગોળ, ખટાશ તથા તેલ એટલી ચીજો ખાવી નહિ. અજીર્ણ થાય તેટલું જમવું નહિ. કડકડીને ભુખ લાગે ત્યારે જમવું. દિવસ પંદર આ પ્રયોગ કરવો.

૧૧. અડધો શેર ઇંદ્રિજવ પા ( ૦। ) શેર કરિયાતુ તથા બશેર ચોપચની એ સરવે વસાણાંને બારીક ખાંડી લુગડે ચાળી ચુરણ તૈયાર કરવું. દરરોજ એક રૂપિયાભાર મધ સાથે તેટલુંજ ચુર્ણ ચાટવું. એમ ચાલીસ દિવસ કરવું.

કરી—ઘી, ખાંડ, ઘઉં તથા તુવરની દાળ મીઠુ નાખ્યા વિનાની એટલી ચીજો ખાવી બીજું કંઈ પણ ખાવું નહિ.

૧૨. પાંચ શેર ગજોને અડધો મણ પાણીમાં કકડા કરી ઉકાળવી. આશરે અડધો શેર પાણી રહે ત્યારે ઉતારવી ત્હેમાં ધોળી મુશળી, કૌવચનાં બીજ, શેમળાનાં મૂળ, ગોખરૂ, સાકર તથા આંબળાં એ સઘળી ચીજો સરખે વજ-

ને મેળવી ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. દરરોજ એક રૂપિયાભાર ચૂર્ણ ગાયના દૂધ સાથે ખાવું તેથી ઘણો સારો ફાયદો થાય છે. ( વિર્યસ્ત્રાવના દરદીએ આ પ્રયોગ કરવો.)

## પ્રકરણ ૯ મું.

### આન્તરમનની અદ્‌ભુત ચમત્કૃતિ.

મહાત્માએ બોલવું શરૂ કર્યું ત્હારથી આ દર્દ સંબંધીજ ઉપચારોનો બોધ દેતા આવ્યા છે, પરંતુ હવે કંઇ બીજીજ બાજુનું શિક્ષણ આપવા લાગ્યા.

ધીમેથી બોલ્યા, શાન્તિપ્રસાદ ! અત્યાર સુધીના વાર્તાલાપથી ત્હારા દરદના ઉપચાર માટેનું ઘણુંક બોલાયલું ત્હેં જાણ્યુંજ હશે ! પણ વધુમાં ત્હને હું કંઇ બીજીજ જણાવવાની ખાયશ રાખું છું; તે એ કે પોતાનાં દરદોના ઇલાજ પશુઓ પણ જાણી શકે છે. ત્હેં કુતરાં અગર બીલાડાંને ઘણીક વખત ઘાસ ખાતાં જોયાંજ હશે ? અને સાપ સાથે લડતાં નોળીયાને કદાચ સાપ કરડે તો તે એક વનસ્પતિ સુંઘી આવે છે એવું કોઇ જગાએ સાંભળ્યું પણ હશે ! ( આ વનસ્પતિ ઝેર ઉતારવાના તાત્કાલિક ઉપાયો " એ પુસ્તકમાં બતાવી છે. પુસ્તકની કિંમત બે આના છે, અને કવિ-શંકરલાલ શર્મા. મુ. નાંદોલ. ત્યાં લખવાથી મળશે. ) કોઇ પણ પંખી કે પશુ પોતાના દરદને માટે નાઇલાજ થઇ બેશી રહ્યું હોય ! અગર અન્યની મદદની અપેક્ષા રાખતું હોય એવું ક્યાંઇ પણ

જોવામાં આવતું નથી. પણ માણસના સંબંધમાં આવું ઘણી વખત બને છે. એટલુંજ નહિ પણ મનુષ્યના સંબંધમાં આવેલાં પ્રાણીઓ (પશુ પંખી-ઇ૦) ને પણ અલ્પાયુષી અને અન્યની મદદની અપેક્ષા રાખતાં જોવામાં આવે છે.

સ્વતંત્રતા ભોગવતાં પશુ પંખી ઇત્યાદીને સ્વશ્રેયના પ્રશ્નોને જાતેજ જાણવાની શક્તિ કુદરતે બક્ષી હોય અને મનુષ્યને ન બક્ષિ હોય તેવું કદી બનેજ નહિ !

પ્રત્યેક મનુષ્યને સ્વશ્રેયાર્થે ઉમદા સલાહ પૂછવા સારૂં કુદરતે મહાન જ્ઞાની સલાહકાર યાને વજીર બક્ષ્યો છે. આ વજીર નથી માગતો પગાર કે કાંઇ ! માત્ર શ્રેષ્ઠ સહવાસ રૂપી ખોરાક કે જે ઉત્તમ વાંચન અને સત્સંગનો હોઇ શકે છે તે વડે ત્હેને સંતુષ્ટ રાખો એટલે ત્હમારે કરવાનાં કાર્યોનાં પરિણામ પૂછવા બીજી જગાએ જવુંજ પડશે નહિ.

યોગીઓ મહા પ્રયત્ને જેને ઓળખે છે અને ભક્તો રાત્રી દિવસ જેને માટે પ્રયત્ન કરી રહ્યા છે તેજ આ છે.

જે ચીજ પોતાનામાંજ ગુપ્ત પણે વસી રહી હોય ત્હેને પ્રયત્ન વડે શોધી ક્હાડે તેજ તેના ગુણ ફાયદાનો ભોક્તા પણ થઇ શકે !

કોઇ પણ કાર્ય કર્યા બાદ ત્હેનું રૂચિકર પરિણામ નહિ આવવાથી ચીંતા કરી પરમાત્માને દોષ દેતા કરતાં પ્રત્યેક કાર્ય કર્યા અગાઉ છેવટે ઓછામાં ઓછી એક મિનીટ ત્હમારા આન્તરમનને વિશ્રાન્તિ આપો. અને ત્હેમાં અનાવશ્યક નિરૂપયોગી વિચારોને વિદાયગીરી આપો. ને શુદ્ધ [illegible] સંયોગોનાં કારણ અને પરિણામ [illegible] આપશે ત્હમારૂં આન્તરમન ત્હેના જવાબ ત્હમને લાભદાયીજ આપવાનું !

આ એક મિનીટ તે ત્હમને હજારો મિનિટના વ્યયમાંથી બચાવે છે, અને બીજા કોઇ ટાઇમે નહિ મેળવી શકાય ત્હેવો ઉપદેશ તે એક મિનીટ આપે છે. ને તેજ મિનીટ પ્રત્યેક મનુષ્યને સદ્દ્કર્તા, પરોપકારી ને મહાન નર કર-વાને બસ છે. આ એકજ મિનીટ અરે ! એક સેંકડ પણ વિચાર કર્યા શિવાય જે જે કાર્યારંભ કરવામાં આ-વે છે તે, અને જેઓ તેટલો વખત વિચારમાં રોકી પછી કાર્યારંભ કરે છે ત્હેના પરિણામમાં હજારો દરજજે ફેર પડે છે.

ત્હમે નક્કી સમજજ્યે કે જેની પાસેથી ત્હમારા કાર્ય ના પરિણામની ભવિષ્યવાણીની આશા રાખો છો તે કદી પણ અસત્ય ભવિષ્યવાણી ત્હમારા પ્રશ્નના જવાબ તરીકે ઉપયોગ કરશે નહિ. તે જવાબ તો કંઇ અવથી સત્યાંશો વાળાજ હશે. દરેક આત્માનો આ કુદરતી વજ્ર સત્ય-વાદીપણું એ પોતાનું ભુષણ સમજે છે, ને તે પ્રમાણેજ વર્ત્તવા પોતાથી થતો પ્રયત્ન કરે છે.

“ અન્ન ત્હેવો ઓડકાર અને જેવો આહાર ત્હેવો વિચાર ” તે પ્રમાણે કદી ત્હમારા આ કુદરતી વજ્રના ખોરાક કે જેને હું ઉત્તમ વાંચન તરીકે ઓળખાવું છું ત્હેમાં કદી ઘટાડો વા ફેરફાર કરશો નહિ. કારણ કે ત્હ-મારૂં આન્તરમન ત્હેના એ વ્યસન વા ખોરાક સાથે એ-ટલો નિકટનો સંબંધ ધરાવે છે કે ત્હમે ત્હમારા વાંચનમાં જેવો ફેરફાર કરતા જશો ત્હેવો જ ફેરફાર ત્હમારા આ-ન્તરમનના વિચારોમાં પણ થયલો જોવામાં આવશે.

જેઓ આ બાબતના ભેદીયા નથી તેઓ ભાગ્યેજ સમજે છે કે આન્તરમનમાં આટલું બધું સામર્થ્ય વ્યા-

પી રહેલું છે ! કારણુ કે વિધુત શક્તિનાં ભયંકર કાર્યો નજરે જોવાથી તેઓને ખાત્રી થવાને કારણ રૂપ મળે છે; પણુ આ'વી બાબતો અનુભવ વિના પહેલાં તો તેઓને હાસ્યરૂપ લાગે છે, પણુ પરિણામે ત્હેના અજાયબી ઉપજાવે ત્હેવા અખતરાઓ ત્હેમના જાણુવામાં આવે છે ત્હારે તેમણે કબુલ કર્યા શિવાય ચાલતું નથી. કારણુ કે જેમણે આ બાબતનો અભ્યાસ કરવા પ્રયત્ન કીધો છે તેઓ ખુલ્લું જણુાવે છે કે વરાળ અને વિજળીના બળના જેવીજ બલ્કે તેથી પણુ વધારે શક્તિ આન્તરમન ધરાવે છે.

જો કે પ્રત્યેક કાર્યારંભની અગાઉ વિચાર તો સઘળાઓને કરવોજ પડે છે; પણુ આ'વા વિચાર બે રીતે હોઇ શકે છે. પહેલું સીધી રીતે, એટલે આપણી ભાષામાં કહીએ તો શુદ્ધાંતઃકરણુને પૂછીને, અને બીજુ આડકતરી રીતે એટલે બાહ્યમનને પૂછીને વિચારો કરે છે તે. જેમ પાણીથી ઉત્પન્ન થયલી વરાળ આખા કારખાનાને ગતી આપે છે ત્હેમ પ્રત્યેક કાર્યને ઉત્પન્ન કરી ગતી આપનાર પણુ વિચારજ છે.

આ ઉપરથી આપણુને જણુાયા શિવાય નથી રહેતું કે જે બાબતો આપણે ચર્મચક્ષુથી જોઇ શકતા નથી તે બાબતો આપણું નિર્મળ અંતઃકરણુ જોઇ શકે છે. અને તેથીજ આપણી શક્તિઓમાં પ્રથમ પદ સદ્વીચાર એટલે આન્તરમનની અદ્‌ભૂત ચમત્કૃતિને આપીશું તો કોઇ રીતે ખોટું કહેવાય તેમ નથી.

વિધુત અને વરાળ શકિતઓને સ્વહસ્તક કરવામાં વિત્તનો બ્યય કરવો પડે છે, અને તેમ કરતાં તે તુર્ત સ્વાધીન થાય છે, પણુ આ'માં તો તેમાંનું કાંઇ પણુ ખર્ચ કરવું પડતું

નથી. તેમજ માત્ર સદ્ગૃહસ્થ અને રાજ્યદ્વારી પુરૂષોનેજ આ શક્તિ પ્રાપ્ત થાય છે એમ પણ નથી. તે તો ગરીબ, ગૃહસ્થ, બાળક, બાળકી, ને પુરૂષ કિંવાં સ્ત્રી દરેકને પ્રયત્નવડે પ્રાપ્ત થાય છે. જેઓ ત્હેને સ્વાધીન કરતા નથી ને વગર વિલંબે ભયંકર કાર્યો કર્યાંજ જાય છે તેમને ઘણી વખત વિમાસવા સમય આવે છે.

આપણા અંતઃકરણને સદ્વિચારી બનાવવા અગાઉ આપણે પણ ત્હેવા બનવું પડે છે. દાખલા તરીકે:—આપણે જ્યારે હરકોઇ પ્રતિ પરોપકાર વૃત્તિથી જોવાની ટેવ પાડીશું ત્યારેજ આપણું અંતઃકરણ પણ ત્હેવા વિચારોવાળું બનતું જશે. આવીજ રીતે બીજા સદ્ગુણો માંટે પણ સમજવું.

ઘરમાં જ્યારે નળ હોય, ત્યહારેજ જોઇતું પાણી પુરૂં પાડવાને ત્હેનો ઉપયોગ કરાય છે, કોઠીમાં જ્યહારે અનાજ ભર્યું હોય ત્યહારેજ આપણા ખોરાક તરીકે ઉપયોગ કરવાને તેમાંથી કાઢી સકાય છે, ને જ્યહારે આપણા ઘરમાં પુષ્કળ ધન ભર્યું હોય ત્યહારેજ તેમાંથી વાપરવાને લઇ શકાય છે; તેમજ આપણી નજીક જ્ઞાનના ભંડાર રૂપી ગુરૂ હોય તોજ જોઈતી વિદ્યા સંપાદન કરી શકાય છે. કદાપી ગુરૂ હોય તો પણ સદાકાળ તે સમીપ રહેતા નથી પણ મ્હારા મત પ્રમાણે હું કહીશ કે "સદુપદેશક પુસ્તકો એજ દરેક માણસોનો ગુરૂ હોઇ શકે છે," ને ત્હેને સમીપ રાખી જોઇએ તેટલા જ્ઞાનનો વધારો કરી શકાય છે.

નક્કી સમજજો કે પરોપદેશ આપણા અંતઃકરણ સાથે જેટલી અસર કરે છે તે કરતાં હજારો ગણે વધારે દરજ્જે સ્વાત્મોન્નતી અર્થે વાંચી મનન કરેલાં પુસ્તકોનાં વાક્યો અને સ્વાનુભવી શબ્દો સારી અસર કરે છે. કારણ કે

ત્હેનો સ્વાનુભવ અથવા ત્હેના આન્તરમનના તે ઘડીના વિચારો તેથી થતાં અનેકાનેક દ્રષ્ટાન્તો ત્હેની સમક્ષ ધરશે, ને તેજ વખતે કદાચ તે એક લેખ લખવા બેસશે તો સદ્બોધનાં ઘણાંક પાનાં ને પાનાં ભરી નાંખશે. કારણ કે જે હકીકત જે કાળે સાંભરી આવી હોય છે. તેજ વાત ઘણી વખત આખી જીંદગી સુધી ફરી તે મન ઉપર આવતી નથી.

વ્યસનને વળગતાં વાર લાગતી નથી પણ સદ્ગુરૂ પાસેથી એકાદ સદ્ગુણ ગ્રહણ કરવાને ઘણું કઠણ પડે છે, એકાદ દુર્ગુણને વળી જતાં કંઇ વાર લાગતી નથી પણ એકાદ શિખેલા સદ્ગુણને સારા પાયાપર લાવતાં ઘણી વાર લાગે છે; બીજા પ્રતિબોધ દેવાને તો ત્હમારા પૈકી ઘણાક એક મહાન્ સદ્ઉપદેશક મહાત્મા તરીકે વક્તાપણું બતાવી શકેછે, તેઓ પ્રતિ કહેવું જોઇએ કે ત્હમે બોલાવવામાં જે શૌર્યતા બતાવોછો તેથી દશમે ભાગે પણ ચાલવામાં શૌર્ય દર્શાવો તો જરૂર થોડાક માસમાં પ્રબુદ્ધ પ્રાપ્ત કરવાને ત્હમને જરા પણ વાર લાગે તેમ નથી. જ્યારે હિંદો પ્રયત્ન આદરવાને આપણે બધા સશક્ત થઇશું ત્હારે એક સાહેબે કહેલું છે કે, હિન્દુસ્થાનના સેંકડે પંચાણું ટકા માણસો એવા છે કે તેઓ બોલી જાણે છે તેવું ચાલી જાણતા નથી. " એ વાક્ય ખોટું પાડવાને આપણને જરા પણ વાર લાગવાની નથી. કારણ કે કાળા માથાનું માનવી શું ન કરી શકે! તે કહેવાયજ નહિ!

અખુટ દ્રવ્યથી ભરપુર ભોંયરૂં હોય પણ તે પર અત્યન્ત વજનયુક્ત શીલા ઢાંકેલી હોય ને તે ભોંયરાની કોઇને ખબર ન હોય તો તેમાં અગણિત દ્રવ્ય હોવા છતાં તેના

અજ્ઞજનોને તે કશા કામનું નથી. ત્હેવી રીતે પ્રત્યેક મનુષ્યનું આન્તરગમન એ અખુટ જ્ઞાનનો ભંડાર છે, ચળિત બાહ્ય-મનની સત્તા નીચે આ ભંડાર સદાકાળ ઢંકાએલો રહે છે. જ્યારે આમજ છે તો જ્હાં સુધી બાહ્યમનને કબજે કરવા પ્રયત્ન કીધો નથી ત્હાં સુધી આન્તરમનના અખુટ જ્ઞાનનો ભંડાર સ્વાનુભવમાં લેઇ શકાય તેમ નથી. કારણ કે જે ગૃહમાં સ્ત્રી પુરૂષ એકજ સ્વભાવનાં હોતાં નથી, તેઓ સુખી જીંદગી ગુજારી શકતાં નથી એટલુંજ નહિ પણ ત્હેમના સ્વભાવનો લાભ જેણે મેળવવાનો છે ત્હેને મળતો નથી. માટે જ્હાં સુધી બાહ્યમને અચળનો હોદો ધારણ કીધો નથી ત્હાં સુધી આન્તરમનને ત્હેવું થવાને વારજ લાગવાની !

જ્હારે બાહ્યમન અને આન્તરમન બન્ને એકજ પ્રકારનાં કાર્યો કરવા શક્તિવાન થાય છે; ત્હારે સંપૂર્ણ દૈવી બળ પ્રાપ્ત થયા શિવાય રહેતું નથી.

પ્રત્યેક કાર્યારંભ બાહ્યમનના વિચાર કર્યા શિવાય થતો નથી. જ્યારે બાહ્યમન વિચાર વડે કાર્યારંભ કરે છે, ત્હારે આન્તરમન ત્હેને પુષ્ટી આપી કાર્ય ફળનો ભવિષ્ય હેવાલ નક્કી કરે છે. જ્હારે વિચાર ઉત્પન્ન કરવાનું અને ત્હેનું ભવિષ્ય ફળ નક્કી કરવાનું બન્ને કાર્ય આન્તરમનજ કર્યા કરે છે, અને બાહ્યમન સ્વસ્થપણે બેસી રહે છે ત્હારે ગાંડાઇનાં ચિન્હો જણાય છે. બાહ્યમનના વિચા-રોને પુષ્ટી આપવા માટે પરમ કૃપાળુ પરમાત્માએ અખુટ જ્ઞાનના ભંડાર રૂપી આન્તરમન પ્રત્યેક મનુષ્યને આપ્યું છે, પણ જ્હાં સુધી ત્હેને સલાહ પૂછવાનું ભુલી જવામાં આ-વે છે; ત્હાં સુધી ભુલનારને પોતેજ શોષવું પડે છે.

એ સંબંધમાં એટલેથી પૂર્ણતા આપી મહાત્મા શ્રી હવે બીજી હકીકત પર વળ્યા.

## मन एव मनुष्याणां कारणं सुख दुःखयो. ॥

જ્યહાં સુધી પ્રત્યેક મનુષ્યનું તન ( શરીર ) જીવ મય હોય છે, ત્યહાં સુધી મન ત્હેની સાથેને સાથેજ રહે છે. અને તેથીજ ઘણા પ્રકારે સિદ્ધ થઇ ચુકયું છે કે મનનો તન સાથે ગાઢો સંબંધ છે; તે એ'ટલે સુધી કે મન જેવા વિચારો કરે છે, ત્હેવાજ ફેરફારો શરીરમાં પણ થયાં કરે છે.

જે મને નક્કી કર્યું કે અમુક દરદ ઉપર અમુક વૈદ યા ડોક્ટરની અમુકજ દવા ફાયદો કરશે તો તેજ દવા દરદી આદર કરે તો જ તે દરદથી વિમુક્ત થવાનો; પણ તે સિવાય હજારો વૈદરાજોની ખરી જડીબુટીઓ દર્દને નિર્મળ કરવાને વાપરે તો તે અશક્તજ જાણવી.

ત્હમે સદાકાળ તન્દુરસ્ત જીંદગી ગુજારવા વિચાર ધરાવતા હોવ તો કદી પણ રોગી વિચારોને ત્હમારા આન્તરમન ઉપર સ્વચ્છંદીપણે વર્ત્તવા દેશો નહિ. પણ પ્રતિદિન આરોગ્યતાનુંજ ભાન કરાવે ત્હેવા વિચારોનું ચિંન્તવન કર્યા કરજો.

અંતિમમાં " મનુષ્ય જેવા વિચારને સેવે છે ત્હેવો તે થાય છે. " એ શબ્દો મહાત્માશ્રીએ ઉચ્ચાર્યા.

## પ્રકરણ ૧૦ મું.

---

### ઉપસંહાર.

---

મહાત્માએ બોલવું શરૂ કર્યું. આપણે જે અગાઉ કહી ગયા છીએ ત્હેનો વિચાર કરીએ. શરીરને વધારેમાં વધારે નુકશાનકારક અને જો કોઇ છુપુ ઝેર હોય તો તે વિષય વાસના રૂપે વિર્યનો નિરર્થક થતો ખર્ચ તેજ છે. અને તેથીજ ઘર લાગવા માંડ્યા પછી કુવો ખોદાવવો ત્હેના કરતાં લાગવાનો પ્રસંગજ ન આવવા દેવો એ વધારે સારૂં છે. તેવીજ રીતે ભયંકર દરદોના પંજામાં આવી પડ્યા પછી દવાના રગડા પીવા કરતાં દરદીનો હોદો મેળવવા સમયજ ન આવવા દેવો એ ઘણું સારૂં છે. અને વિચાર-દૃષ્ટીથી જોતાં જણાઇ આવે છે કે મનુષ્ય ધારે તો તે ત્હેનાજ હાથમાં છે. ધિક્કાર છે એ'વા યુવાનોને કે જે સ્વસ્ત્રીમાં ન સંતોષતાં દેખીતી આંખે દીવો લઇને કુવામાં પડે છે.

ખરે કુદરતે બક્ષેલી અમુલ્ય ચીજોનો સદુપયોગ કરતાં આવડે તેજ માણસ ! બાકીનાને તો પશુ સમજવા. અરે જુઓ ! પશુ કરતાં પણ અધિક ન્યુન્ય સમજવા. કારણ કે બિચારાં પશુઓ પણ માત્ર પ્રજોત્પત્તિ માટેજ પોતાના કિંમતિ વિર્યનો ઉપયોગ કરે છે, અને માણસ તો નાહક માત્ર ક્ષણિક આનંદની ખાતરજ મફત ફેંકી દે છે.

સાચુ છે કે એક કવિ એ'વા જનોને કુતરા કરતાં પણ હલકા ગણવા ભલામણ કરે છે તે બરાબરજ છે.

## શાર્દુલ વિક્રિડિત છંદ.

જેને દેહ ધરી કદી જગતમાં, સંતોષ ના આ'વડયો,
તૃષ્ણા રોજ કરી અને વિષયની રાનો નહ્યું આથડયો,
દીધો બોધ ઘણો નથી શરમ ના—પ્રીછયો કદી કા'નને,
એવા પુત્ર છતાં ધરી મડગ ને ધિક્કારજો શ્વાનને.

હાલના વૈદરાજોની કૃતી ભણી જોઈશું તો માત્ર સ્વાર્થ સાધકજ છે એટલે અગાઉનો એક સમય એ'વો હતો કે વૈદો અને ધર્મગુરૂઓ પોતાની ફરજો સરખી ગણતા અને વૈદો પણ દરદી જે માર્ગે જવાથી દુઃખના પંજામાં આવી પડે છે તે'ની ત્હેને સમજ પાડતા; અને કેટલીક વખતે વાખ્યાનો પણ આપતા. હાલ તે ઘણું ઓછા પ્રમાણમાં બલ્કે નહિ જેવું જ જણાય છે. સ્વાર્થી વૈદરાજો સમજે છે કે તે'મણે દવા આપી બીલ ઉભાં કરવાં એટલીજ આ-પણી ફરજ છે. અને દર્દનું કારણ જણાવવાથી ઉલટું બીજી વખત ત્હેવા દરદથી બચી જશે તો આપણને ગેર-ફાયદો છે આ તેમની મો'ટી ભુલ છે. તેમ કરવાથી દર્દીની સંખ્યા દિન પ્રતિદિન વધતી જાય છે, અને દેશ પાયમાલ થવાને કારણ મળે છે. તેથીજ—

બન્ધુઓ ! ઉઠો ! જાગો ! ને ત્હમારા દરદના ઇલાજો પણ ત્હમે જાતેજ જાણવા પ્રયત્ન કરો. ત્હમારા અંતરાત્મ પ્રભુને શાન્ત ચિત્તે પૂછો, તો પ્રત્યુત્તર મળશે કે નિર્ય-આત તવો ત્હેમાં અન્ય કોઈજ નહિ પણ ત્હમે જાતેજ કારણ છો ને ત્હમેજ ત્હેને આમંત્રણ કરો છો. માટે તે

નહિ થવા દેવાના કારણરૂપી વિવેક વૃત્તિઓ જેમ અને ત્હેમ ઓછી થાય ત્હેવા પ્રયત્નો શોધો.

અમે પણ વારંવાર ત્હેવાજ ઇચ્છાઓ બહાર પાડતા રહીશું. યુવકે સઘળું એક ચિત્તે મનન કર્યું, અને તે વાસ્તવિક લાગ્યું. યોગ્ય કાળે મહાત્માશ્રીની રજા લેઇ વિદાય થયો.

બંધુઓ ! ચાલો ! દરદના કુદરતી આપણાજ હૃદયમાં ઉત્પન્ન થાય તે માટે આપણા કૃપાળુ પ્રભુને વંદીએ.—

ઈસ તન ધનકી કૌ'ન બડાઈ એ લય.)

હે દિનબંધુ દેવ ચાળુ—
આપ મતી શુભ આજ કૃપાળુ;
દુષ્ટ વિચારી સાથજ વે'તા—
તો'ય પ્રભુ કંઇ આપ ન કે'તા—હે દિન૦
સતસંગીની સાથજ રે'વા—
આપ મતી શુભલક્ષ જ લેવા;
સતસંગીના સાથજ જઇએ
રે' ગુણ ગોવિંદના રે ગઇએ—હે દિન૦
પરપંથીની પ્રીત કરૂંના—
કેમ પ્રભુ તુજ સાથ વરૂ ના ?
જગ જીવન તું નામ જ સાચું—
આપ મતી શુભ એકજ યાચું—હે દિન૦
શેઠ દયાળુ શ્યામ શરીરી—
એજ પ્રભુ મુજ હાથ ફકીરી;
શ્યામ ભરૂંસે કામ કરૂં છું—
આપ વિના નહિ અન્ય સ્મરૂં છું—હે દિન૦

આજ અમોશી ગાન કરૂં છું—
 નાથ ફેરી તુજ નામ સ્મરૂં છું;
ઇચ્છિત વસ્તુ આપ હરિ તું—
 માપ હરી મુજ પાપ જરી તું—હે દિન૦

કવિ શંકરલાલ શર્મા.

નાંદોલ.

# ગ્રાહક ઇત્યાદિની મદદ કરનાર આશ્રયદાતાઓનાં મુબારક નામો.

## અમદાવાદ,

શેઠ. અમૃતલાલ ઉગરચંદ મણિયાર

શેઠ. શીવલાલ ધનજી ભાવસાર

શેઠ. નથુભાઇ ઘેલાભાઇ સાકર બજાર

વ્યાસ મગનલાલ દામોદરદાસ ( નડિયાદવાળા )

કવિ. ત્રિભુવન નારાયણજી

મહાત્માશ્રી બાલકૃષ્ણ આત્મારામજી

## નાંદોલ.

વ્યાસ. ચોમનલાલ જીવણલાલ

ઠાકર. હીરાલાલ નર્મદાશંકર

ઠાકર. પ્રલ્હાદજી ગૌરીશંકર

વ્યાસ, ડાહ્યાલાલ ચુનીલાલ

દવે. શંકરલાલ શામળદાસ

દવે. શંકરલાલ ઉગરેશ્વર

દવે. પ્રલ્હાદજી રણછોડ

વ્યાસ માણેકલાલ સાંકળેશ્વર

દવે બાપાલાલ પુંજીરામ

## પડુસમા.

મહાત્મા. પુરૂષોત્તમદાસજી ગુરૂશ્રીનંદકિશોરદાસજી

## વસાઇ.

શેઠ. નરોતમદાસ પુંજીરામ

શેઠ રેવાદાસ શીવલાલ

## વિસનગર.

શેઠ ગીરધરભાઇ ભગવાનદાસ

ચરાડા.

પા. કેચરાભાઇ સાંકળદાસ

માણેકપુર

દરબાર સાહેબ શ્રી કેશરિસિંહજી બહાદુર

કડી.

શ્રીયુત ચુનીલાલ વિશ્વનાથ ત્રિવેદી.

ચાંદોદ.

મહાત્મા. રામચરણદાસજી શ્રીગુરૂ માધવદાસજી

ઠાકર છોટાલાલ દયાશંકર

માણસા.

મહાત્માશ્રી જાનકીદાસજી બાલમુકુંદદાસજી.

બેરાજા (કચ્છ)

શાહ. ખેતસિંહ કમરસિંહ

શાહ. પ્રેમજી હંસરાજ

વરસોડા.

મહાત્માશ્રી પંડિત ભોળાનાથ શર્મા.